श्रीश्रेयस्साधक अधिकारिवर्गग्रंथावलि ग्रन्थांक ७७.
-સંવત્ ૧૯૭૧ ના કાર્તિક કૃષ્ણ ચતુર્દશીના ૧૦૦ મા મહોત્સવનિમિત્ત.-

# श्रीसदुपदेशश्रेणी.

## द्वात्रिंशतितम सदुपदेश.

### વિષયાનુક્રમણિકા.



-પ્રવર્તક-

શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્

વડોદરા.

-પ્રસિદ્ધ કરનાર-

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી
જગન્નાથ પ્રભાશંકર પંડિત
મુ. વડોદરા.



પ્રત ૫૦૦ -ઇ. સ. ૧૯૧૪- આવૃત્તિ ૧ લી.

અમદાવાદ.

શ્રી 'સત્યવિજય' પ્રી પ્રેસમાં શા સાંકલચંદ હરીલાલે છાપી.

मूल्य ०-८-०.

# પ્રસ્તાવના.



સંવત્ ૧૯૭૧ ના કાર્તિક કૃષ્ણ પક્ષ ચતુર્દશીએ વડોદરામાં **શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો** ૧૦૦ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો, તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે અત્ર પ્રકટ કરવામાં આવ્યા છે.

આ લેખોમાં વિચારન્યૂનતા અથવા સંકલનાનું સ્ખલન આદિ દોષો દૃષ્ટિએ પડે તો તે જાતિના અલ્પ શિક્ષણાદિનો વિચાર કરી વિવેકીએ તે પ્રતિ ઉપેક્ષા ધરવી ઘટે છે.

સંવત્ ૧૯૭૧
કાર્તિક કૃષ્ણ ૧૪
સોમવાર.
**વડોદરા.**



**શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગ.**

॥ ॐ श्रीं ॥

# श्री सदुपदेशश्रेणी.

## द्वात्रिंशतितम सदुपदेश.

### वेदान्तपरिभाषाव्याख्या.

( અનુસધાન શ્રીસદુપદેશશ્રેણી ૩૧ ના પૃષ્ઠ ૨૭ થી. )

આ પ્રમાણે અનન્ય ભક્તિને અથવા મોક્ષને આશુતર સિદ્ધ કરાવનાર પ્રેમલક્ષણા ભક્તિની પરિશુદ્ધિ સર્વ પોતપોતાના અતરથી જાણી શકે છે. કોઈ વ્યક્તિને બીજી વ્યક્તિમાટે પ્રેમ છે કે નહિ, ચલિત પ્રેમ છે કે વિશુદ્ધ પ્રેમ છે ઇત્યાદિ જ્ઞાન તે પ્રેમના આશ્રય રૂપ વ્યક્તિ પોતે તરત સમજી શકે છે. તે જ પ્રમાણે પ્રેમલક્ષણાનો ઉદય પણ પ્રત્યેક ભક્ત પોતે અતિ સારી રીતે સમજી શકે છે. ઇતર પુરુષો એનુ અનુમાન બાહ્ય ચિહ્નોપરથી કરે છે પણ તે અનુમાન ક્વચિત્ સાચું હોય છે અને ક્વચિત્ જૂઠું પણ હોય છે. કારણ કે બાહ્ય ચિહ્નોથી તદનુરૂપ આંતર આવેશવિના પ્રયત્નવડે પણ ઉપેજાવી શકાય છે એક વ્યક્તિનુ અતર શાન્ત હોય છતા મુખમુદ્રાપર જેમ ક્રોધનો આકાર આણી શકાય છે તે જ પ્રમાણે અતરમાં સાચી પ્રીતિ ન હોય છતાં બાહ્ય દેખાવ પ્રીતિનો થઈ શકે છે. એક મનુષ્યની અમુક વ્યક્તિવિષે પૂજ્યત્વ બુદ્ધિ છે તથા પ્રેમ છે અર્થાત્ ભક્તિ છે તો એ મનુષ્ય એ ભક્તિને લીધે સ્વાભાવિક રીતે તે વ્યક્તિને સમાન આપે છે સમાન આપવુ એ બાહ્ય ક્રિયા છે, અને ભક્તિનાં કાર્યરૂપે પ્રસવને પામેલી છે. આમ છતાં ઇતર મનુષ્ય અતરમાં ભક્તિવિના પણ એ સંમાનરૂપ ક્રિયા કરી શકે છે. તેથી બાહ્ય ક્રિયા માત્રને અવલોકનારને આ દ્વિતીય મનુષ્ય ભક્તિવાળો છે એવુ અનુમાન થાય છે, પણ એ અનુમાન સત્ય નથી એ સ્પષ્ટ છે. ઘણી વાર એવું જોવામાં આવે છે કે

મલિન ભક્તિવાળો મનુષ્ય આ બાહ્ય આચાર પ્રયત્નથી કરનાર હોવાથી એ આચારને અતિ પ્રમાણમાં કરે છે. ખોટી ભક્તિ કરનાર અને ભક્તિનો આડંબર કરનાર વધારે લાબા સાષ્ટાંગ કરે છે, ધામધૂમથી પૂજાનો વિધિ કરે છે, દિવસમાં દશ વાર દર્શન કરવા જાય છે વગેરે વિચક્ષણ મનુષ્યને તો અતિપ્રમાણ ભક્તિની મલિનતા સ્પષ્ટ કરનાર થઇ રહે છે. છતાં સર્વ મનુષ્યો સરખા વિચક્ષણ હોતા નથી. તેથી ઘણાખરા સામાન્ય મનુષ્યો તો બાહ્ય કૃતિથી ભક્તિનું જે અનુમાન કરે છે તે અસત્ય જ હોય છે. આમ છતાં એ ચિહ્નોને ધારણ કરનાર અને તેવડે મલિન ભક્તિને દર્શાવનાર મનુષ્ય પોતે પોતાના અતરમાં સારી રીતે જાણે છે કે હું આ બાહ્ય વેષ માત્ર કાઢુ છુ અને એને અનુરૂપ મારૂ અતર નથી તેથી પ્રેમનુ સ્વરૂપ સ્વસવેદ્ય છે અને સાચી ભક્તિ કેટલી છે તે પ્રત્યેક મનુષ્ય પોતાને માટે જાણી શકે છે, અને એ જાણી શકવાનું સાધન, એનુ માપ કરવાનો કાટો તે એની પોતાની આતર સ્થિતિ તથા એ સ્થિતિવડે સ્વભાવથી પ્રતીત થતા બાહ્ય ચિહ્નો છે.

આટલુ જ નહિ પણ ભક્તિના સબધમા એ એક વિશેષતા છે કે મલિન ભક્તિ કરનાર પણ કાળે કરીને એ મલિન ભક્તિના ફળરૂપે સાચી ભક્તિ કરનાર થઇ રહે છે. અતરમાં સાચો ક્રોધનો આવેશ નહિ હોય છતા વાર વાર કોપયુક્ત મુખમુદ્રા કરનાર મનુષ્ય કાળ જતાં સાચો ક્રોધી થઇ રહે છે તે જ પ્રમાણે પ્રેમ અતરમા સાચો નહિ હોય અને બહારથી માત્ર પ્રેમપ્રયુક્ત ચિહ્નો પ્રતીત કરાવાતાં હોય તેમ છતાં વારંવાર દીર્ઘ સમયસુધી એ ચિહ્નો પ્રતીત કરાવવામાં આવે છે તો એ ચિહ્નોજ પરાવર્તન પામી સાચા પ્રેમને ઉપજાવે છે. તેથી એ બાહ્ય ચિહ્નો તે એક પક્ષે સાચી ભક્તિના સાધન રૂપ થઇ રહે છે ભક્તિ એ અતરનો આવેશ હોવાથી એનામાં આ વિશેષતા રહેલી છે.સાચો ભક્ત પોતાની પ્રેમલક્ષણાને તજ્જન્ય ચિહ્નોવડે પોતે સારી રીતે જાણી શકે છે લૌકિક પ્રેમના સબંધના સબધમા કવિઓ સ્પષ્ટ કરી કહે છે કે તન્મુખાવલોકન, તદ્‌ગુણશ્રવણ, કીર્તન આદિ પ્રેમના કાર્ય છે અને તેથી કાવ્યમાં એ અનુભાવ કહેવાય છે તથા સ્મૃતિ, ચિન્તા આદિ એ પ્રેમના વ્યભિચારી ભાવ અથવા સહચારી ભાવ કહેવાય છે. તે જ પ્રમાણે નિરૂક્ત ભક્તિના સંબંધમાં પણ શાસ્ત્રકારો (૧) સંમાન, (૨) બહુમાન, (૩) પ્રીતિ, (૪) વિરહ,

(૫) ઇતર વિચિકિત્સા, (૬) મહિમખ્યાતિ, (૭) તદર્થે પ્રાણુસ્થાન, (૮) તદીયતા, ( ૯ ) તદ્દ્ભાવ, ( ૧૦ ) અપ્રાતિકૂલ્ય ઇત્યાદિ ચિહ્નો જણાવે છે. ત્યા સંમાન એટલે ઉત્તમ પ્રકારનુ માન ભક્તિની પરિશુદ્ધિ થતા આવુ સંમાન સ્વભાવથી જ ઉદય થાય છે ઉદાહરણરૂપે અર્જુનના સંબધમાં વર્ણન કરાયું છે કે ધનજય એટલે અર્જુન ગમે તે અવસ્થામા હોય તોપણ શ્રીકૃષ્ણનુ પ્રત્યુત્થાન કર્યા વિના એ રહ્યા નથી તાત્પર્ય કે સારા અથવા મલિન વસ્ત્ર પહેર્યા હોય, પ્રકૃતિ સારી હોય કે શિથિલ હોય, અન્ય કાર્યમાં વ્યાપૃત હોય કે નિવૃત્તિ હોય, સર્વ દશામાં, જ્યાં શ્રીકૃષ્ણ પરમાત્મા પધાર્યા એ સમાચાર શ્રવણે પડતા અથવા શ્રીકૃષ્ણને પધારતા પોતે જોતા કે તરત જ અબુદ્ધિપૂર્વક રૂપે જ શ્રીઅર્જુન એમનું પ્રત્યુત્થાન કરતા હતા. આનુ નામ સમાન છે.

બહુમાન એટલે અતિશય માનબુદ્ધિ. ઉદારણરૂપે શ્રી ઇક્ષ્વાકુના સબધમા શ્રીનૃસિહપુરાણમાં જણાવ્યુ છે કે એ રાજાને બહુમાનબુદ્ધિ શ્રીવિષ્ણુના નામવિષે, મૃગ વિષે, કમળવિષે તથા મેઘવિષે થઈ રહી હતી એટલે કે શ્રીકૃષ્ણ એ નામ પોતાના ઇષ્ટનુ હોય તો એ નામ વિષે જ અતિશય રતિ પ્રકટવી કે જેથી એ નામવિષે અતિશય, વિલક્ષણ મમત્વ થઇ રહેવું, એ નામ વિષે ચમત્કૃતિનો અનુભવ થવો ઇત્યાદિ સ્થિતિ તે બહુમાનસૂચક છે. આ જ પ્રમાણે મૃગ અથવા પદ્મ એમના સદશ છે માટે એ સાદશ્યને લીધે જ એ વ્યક્તિવિષે રતિ થવી એ બહુમાનસૂચક છે. તેમ જ મેઘ શ્યામ છે, ઇષ્ટના સમાન વર્ણવાળો છે તેટલા પરથીજ મેઘને વિષે માનબુદ્ધિ થવી એ પણ બહુમાનસૂચક છે. આ પ્રમાણે સજાતીયવિષે, તત્સબધિવિષે સાજાત્ય અને સબધને લીધે જ તેમના સમાન માનબુદ્ધિ થવી એ બહુમાન છે.

પ્રીતિ એટલે પ્રેમ ઉદાહરણરૂપે શ્રીમહાભારતમાં ઉદ્યોગ પર્વમાં વિદુર શ્રીકૃષ્ણ ભગવાન્પ્રતિ કહે છે કે હે પુણ્ડરીકાક્ષ ! આપના પધારવાથી જે હર્ષ થયો છે કે અવર્ણનીય છે. તે આપને કેવી રીતે કહેવાય તેમ કહેવાની જરૂર પણ નથી કારણ કે આપ સર્વ દેહીના અતરાત્મા છો આ પ્રતિ એક પક્ષે આંતરસ્થિતિરૂપ—પ્રેમરૂપ જ છે તેથી પ્રેમના ચિહ્નરૂપ નથી. છતાં મુખ્ય પ્રેમલક્ષણા અને અંતઃકરણના ઉલ્લાસરૂપ હર્ષમાં અવાન્તર વિશેષને લઇને એને અનુભાવરૂપે વર્ણન કરી છે તે અયુક્ત નથી.

વિરહ એટલે જૂદા પડતું, આધે થવુ દૃષ્ટાન્તરૂપે ગોપીઓનો વિરહ એક ગોપી શ્રીવિષ્ણુપુરાણમા કહે છે કે મારા ગુરુના આગળ હુ શુ કહુ, કેવી રીતે કહુ, હુ અસમર્થ છુ; અથવા શા માટે! ગુરુઓ મને શુ કરી શકવાના છે! હુ વિરહાગ્નિમા દગ્ધ થયેલી છું તેને એથી અધિક મારા વડિલો શુ હાનિ કરવા સમર્થ છે?

इतर विचिकित्सा એટલે ઇષ્ટથી અતિરિક્તમાત્રનુ વિઘ્નરૂપ જોવાની વૃત્તિ દૃષ્ટાન્તરૂપે ઉપમન્યુના સબધમા એવુ વર્ણન કરવામા આવ્યુ છે કે એમને ઇષ્ટને સ્થાને નારદનુ દર્શન થયુ, તે સમયે એ દર્શન પણ વિઘ્નરૂપ એમની મતિમાં જણાયુ છે મહાભારતમાં કહેવામાં આવ્યુ છે કે "શકરની આજ્ઞાથી હુ કીટરૂપ થાઉં, કે પતગરૂપ થાઉ તો તે વધારે પસદ કરૂ છું, પણ હે ઇન્દ્ર તમારાવડે ત્રૈલોક્યનુ રાજ્ય મને મળે તો તેની પણ મને ઇચ્છા થતી નથી." આ વાક્ય અતિરિક્તમાત્રને વિષે થતી વિઘ્નબુદ્ધિ સ્પષ્ટપણે જ જણાવે છે

મહિમખ્યાતિ એટલે પરમાત્માના મહિમાની વૃદ્ધિ, અધિકતા. જેમકે શ્રીનૃસિહપુરાણમા જણાવવામા આવ્યુ છે કે નરકમા યમયાતનાને ભોગવનારને શ્રીયમરાજાએ કહ્યુ છે કે તે શુ કલેશનો નાશ કરનાર જે શ્રીકેશવપરમાત્મા તેમનુ સ્મરણ કર્યું નથી! વળી શ્રીવિષ્ણુપુરાણમા પણ જણાવવામા આવ્યુ છે કે કર્મફળ ભોગવનાર જીવના સબધમા પોતાના દૂતને યમરાજા કહે છે કે તારે મધુસૂદનને પ્રપન્ન જીવોને છોડી દેવા અને ઇતરને પકડવા કારણ કે વૈષ્ણવો અર્થાત્ પરમાત્માના ભક્તોથી અતિરિક્ત જીવોપર જ મારી સત્તા છે, વગેરે. આ આદિવચનો પરમાત્માના મહિમાનુ જ્ઞાપન કરેછે,

તદર્થપ્રાણસ્થિતિ એટલે કે પરમાત્માને માટે જ સજીવ રહેવુ, પ્રાણ ધારણ કરી રાખવા તે. ઉદાહરણરૂપે શ્રીહનુમાને કહ્યુ છે કે જ્યા સુધી આપની કથા કે જે પવિત્ર કરનારી છે તે લોકમાં ચાલે છે ત્યા સુધી આપની આજ્ઞાને ધારણ કરતો હુ આ પૃથિવીપર રહીશ. આ જ પ્રમાણે નારદાદિ જે કૃત્યકૃત્ય થયા છે તે સર્વને પ્રાણ ધારણ કરવામાં કોઇ સ્વાર્થ રહ્યો નથી છતાં પરમાત્માના આરાધનમાત્રને અર્થે જ તેઓ પ્રાણ ધારણ કરીને રહ્યા છે.

તદીયતાભાવ એટલે સર્વ ઇષ્ટશ્રીનુ જ છે એ પ્રકારનુ ભાન થવુ તે. જેમકે મહાભારતમાં કહ્યુ છે કે મારૂં રાજ્ય, ધન, કલત્ર

તથા વાહન એ સર્વ મારાં નથી પણ ભગવાનનાં છે એ પ્રમાણે તે સદા જોતાં રહેવાં.

તદ્ભાવ એટલે સર્વ પદાર્થોવિષે ઇષ્ટભાવ. જેમકે પ્રહ્લાદને થઈ છે તેવી એમણે પોતે જ જણાવ્યુ છે કે આ પ્રકારે અવ્યભિચારી ભક્તિ સર્વ પ્રાણીપદાર્થવિષે પણ્ડિતોએ ધરવી જોઇએ. કારણ કે એ સર્વ સમુદાય હરિરૂપ જ છે

અપ્રાતિકૂલ્ય એટલે ઇષ્ટશ્રીથી કદાપિ પ્રતિકૂળ ન થવુ તે. જેમકે પોતાને હનન કરવાને આવે છે ત્યારે પણ ભીષ્મ પ્રતિકૂળ થતા નથી પણ મહાભારતમા કહ્યા પ્રમાણે જણાવે છે કે હે દેવેશ! જગત્‌ના નિવાસરૂપ પરમાત્મા! પધારો, આપને હું નમસ્કાર કરૂ છુ. હે લોકનાથ બલાત્કારવડે મને આ રથથી નીચે પાડો–વગેરે.

આ જ પ્રમાણે અક્રુર તથા ઉદ્ધવ આદિનાં આચરણો જોવાથી આવા અન્ય અનેક ચિહ્નો જણાય છે. એ સર્વ પ્રેમલક્ષણાની પરિશુદ્ધિ જણાવનાર છે એટલે કે એમાથી જેટલા પોતામાં તેટલા વેગથી ઉદય થાય છે તેટલા તથા તેવા વેગના ઉપરથી પોતાની પ્રેમલક્ષણા કેટલે અશે ઉચ્ચ થઇ રહી છે તે, તે સાધકને પોતાને સ્પષ્ટ થાય છે આ રીતે આ ચિહ્નોવડે પરિશુદ્ધિ થતી જે નિરતિશય પ્રેમરૂપ પ્રેમલક્ષણાભક્તિ તે ફળભક્તિ છે.

એ ભક્તિની વ્યાખ્યામાં જ જણાવ્યુ છે કે એ માહાત્મ્યજ્ઞાનથી ઉદય જ થનાર છે તેથી જે જે સાધનોવડે આવી પ્રેમલક્ષણા ઉત્પન થઇ રહે છે તે ભક્તિનું નામ સાધનભક્તિ છે, અથવા ગૌણ ભક્તિ છે. શ્રીભાગવતપુરાણમા એ ભક્તિના વિભાગ કરી આ પ્રમાણે નામો આપ્યાં છે.

श्रवण कीर्तन विष्णोः स्मरण पादसेवनम्। अर्चन वन्दन दास्यं सख्यमात्मनिवेदनम् । इति पुसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ॥ શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વદન, દાસ્ય, સખ્ય આત્મનિવેદન એ નવ પ્રકારની સાધનભક્તિ છે.[1]

ત્યાં "બ્રહ્મવિદ્‌વરિષ્ઠ શ્રીસદ્‌ગુરુના મુખથી ઈશ્વરના સગુણ તથા નિર્ગુણ સ્વરૂપનું વારવાર કથન થાય તે સાંભળવુ" તેનું નામ શ્રવણ ભક્તિ છે

---

૧ આ સર્વેના વિસ્તૃત સ્વરૂપઆદિ માટે વાચકે શ્રીસિદ્ધાંતસિધુ પ્રથમ રત્ન પૃષ્ઠ ૧૭૬ થી જોવુ.

" પરમેશ્વર અથવા સદ્દગુરુના સ્વરૂપવિષે, ગુણોના આરો-પણપૂર્વક અથવા ગુણોના નિવારણપૂર્વક, નૃત્ય તથા વાદ્યસહિત અથવા તો નૃત્યવાદ્યરહિત, તીવ્ર, મધ્યમ અથવા મંદસ્વરથી ગીતાદિનું ગાવું અથવા વિવિધ ગદ્યપદ્યવડે ઈશ્વર અથવા ગુરુની સ્તુતિ આદિનું કરવું " તે कीर्तन ભક્તિ છે.

" વૈખરી વાણીવડે અથવા મધ્યમા વાણીવડે પરમેશ્વર તથા સદ્દગુરુના નામનુ અથવા સ્તુતિરૂપ મંત્રનું વારવાર ઉચ્ચારવું " તેનું નામ स्मरण ભક્તિ છે. મંત્ર જપ પણ સ્મરણમાં જ અંત-ર્ભાવને પામે છે.

" ઈશ્વરની, ધારણા ધ્યાનાદિ પ્રયોગાર્થે નિશ્ચય કરાયલી મૂર્તિ-ના ચરણમાત્રની હૃદયમાં નિરંતર કલ્પના કરવી, તેનુ ભાવવડે મ-નોમય સેવન કરવુ, તથા શ્રીસદ્દગુરુના ચરણનુ સેવન કરવુ " ઇત્યાદિ पादसेवन છે.

" પરમેશ્વરના શાસ્ત્રવિહિત નિર્ગુણ અથવા સગુણ સ્વરૂપને મન કલ્પનાવડે હૃદયમાં સ્થાપન કરી પૂજવુ તે, તથા શ્રીસદ્દગુરુને પ્રત્યક્ષ પૂજવા તે " अर्चन ભક્તિ છે.

" અર્ચન ભક્તિને કરનાર અધિકારી પશ્ચાત્ ભાગવિષે નિત્ય પ્રાપ્ત પોતાના જ્ઞેય ઉપાસ્યને વારવાર સ્તુતિપૂર્વક નમસ્કારને જ માત્ર કરે તે " ૧ वंदन ભક્તિ છે.

" મન, વાણી તથા શરીરવડે માત્ર ઇષ્ટ સેવન કરવુ '. તે અર્થાત્ એવા પ્રકારની શુશ્રૂષા કરવી કે જેથી दीयतेऽस्मैसर्वस्वम् જેને સેવ્ય પોતાનુ સર્વસ્વ આપવા તત્પર થઇ રહે તે દાસ એ દાસ-પદના તાત્પર્યાર્થને જણાવનાર વ્યુત્પત્તિપ્રમાણે પોતે ઇષ્ટનુ સર્વ-સ્વ ગ્રહણ કરવા અધિકારી થઇ રહે તે दासत्व ભક્તિ છે

" ઘણા કાળથી વિવિધ ભક્તિના અંગોને નાના યુક્તિથી સા-ધતા આવેલા ભક્તનુ, તે સેવ્યના અનુગ્રહથી શ્રેષ્ઠત્વનો પ્રાપ્ત થતા પરસ્પરની અધિક પ્રીતિ તથા સંગતિના રહેવાથી મિત્રતુલ્ય થઇ રહેવુ " તે सख्य છે.

" સર્વસ્વ અર્પણ કરી નિરભિમાન થઇ રહુ " તે અર્થાત્ શરીર તથા મનથી આરંભાં સર્વ પદાર્થોવિષે મમત્વનો ત્યાગ કરી તેમના સર્વવિષે તદીયતાનો ભાવ સિદ્ધ થવો તે आत्मनिवेदन અથવા સમર્પણ ભક્તિ છે.

આ નવ ભક્તિ ભક્તિના, પ્રેમલક્ષણાના સાધનરૂપ છે અને તેથી ગૌણપણે ભક્તિ છે અર્થાત્ સાધનભક્તિ છે. અને તેથી ફરીને એના વડે મુખ્યભક્તિરૂપ પ્રેમલક્ષણાનો ઉદય થાય તોજ એ એ સંજ્ઞાને યોગ્ય છે જે શ્રવણથી પ્રેમલક્ષાણાનો ઉદય થતો નથી, જે કીર્તનવડે ઇષ્ટવિષે પ્રેમનો આવેશ પ્રકટતો નથી, જે સ્મરણવડે ઇષ્ટપ્રતિની પ્રીતિ સધાતી નથી, જે અર્ચન–વંદનઆદિ વડે ઇષ્ટસ્વરૂપસાથે પોતાનુ પ્રેમસંકલનાથી જોડાવું થતુ નથી, જે સમર્પણ કર્યાં છતા પદાર્થો ઇષ્ટશ્રીના જ છે અને મારા નથી એ પ્રકારની ભાવના દૃઢ ન થઇ ઇષ્ટમાં પ્રેમમગ્ન ચિત્ત થતુ નથી, તે સર્વ પ્રેમલક્ષણાનાં સાધનરૂપ નહિ હોવાથી ભક્તિસંજ્ઞાને જ પાત્ર નથી.

આ નવધા ભક્તિ વ્યસ્તરૂપે અને સમસ્તરૂપે એમ ઉભયરૂપે મુખ્ય પ્રેમલક્ષણાનાં સાધનરૂપ છે; એટલે સાધક પ્રથમ શ્રવણ ભક્તિને સાધે છે. પણ કીર્તનને સ્મરણને ઇત્યાદિ સર્વને અનુક્રમે સાધે અથવા સર્વને યથાવકાશ સાથે સાધે અથવા એ સર્વને ન સાધતાં માત્ર એકને જ સાધે તોપણ પ્રેમલક્ષણા ઉત્પન્ન થઇ શકે છે. જેમ ઉત્તમ તંદુલની નિષ્પત્તિ થાય એટલે ભાતને પછી ખાંડવાની જરૂર રહેતી નથી તેમ મુખ્ય ભક્તિ જે પ્રેમલક્ષણા તેને ઉત્પન્ન કરવાનુ મુખ્ય પ્રયોજન છે એ ઉત્પન્ન થાય છે એટલે પછી સાધનભક્તિ ચરિતાર્થ થઈ રહે છે સામાન્ય રીતે મનુષ્યોને એ સર્વ સાધનભક્તિનુ અનુષ્ઠાન કરવુ સુકર પડે છે અને આવશ્યક પણ છે. છતાં વિરલ પ્રસંગે એમાંથી ગમે તે એકનુ આદરપૂર્વક દીર્ઘકાળ સુધી અને નૈરંતર્યપણે અનુષ્ઠાન કરાય છે તો પણ ફલની સિદ્ધિ થાય છે જનમેજય માત્ર શ્રવણ ભક્તિની સાધનાથી કૃતકૃત્ય થયા છે, શ્રીવેદવ્યાસના પુત્ર સુત મુનિ કીર્તનવડે ઇષ્ટને પામ્યા છે, શ્રી પ્રહ્લાદ સ્મરણમાત્રથી પ્રેમલક્ષણાવત્ થઇ રહ્યા છે, લક્ષ્મી અર્ચનમાત્રથીજ ચરિતાર્થ થયાં છે, હનુમાન દાસત્વવડે જ પ્રાપ્તવ્યને પ્રાપ્ત કરી રહ્યા છે, બલિ સમર્પણવડે મોક્ષ માર્ગી થયા છે ઇત્યાદિ પ્રસિદ્ધ છે છતાં આ માર્ગ વિરલ વ્યક્તિ માટે છે તેથી સામાન્ય સ્થિતિમાં એ

સર્વ પ્રકારની સાધનભક્તિને સાધકે સાધવા વિચારવુ વિશેષ ઉચિત છે. ભક્તિના સાધકે વિરોધીમાત્રથી બચતા રહેવુ એટલે કે જે જે ક્રિયા અથવા આચાર કે સ્વભાવને લીધે ઇષ્ટવિષે

પ્રેમની ન્યૂનતા થાય તે સર્વથી સાવધાન રહેવાની ખાસ અગત્ય છે. એ પ્રમાણે કરતાં શ્રીઇષ્ટનો અનુગ્રહ થતાં ઇષ્ટવિષે પ્રેમલક્ષણાનો ઉદય થઇ રહે છે એ જ એ સાધનભક્તિનું સાફલ્ય છે.

મદ—કુલમદ, શીલમદ, વિત્તમદ, રૂપમદ, યૌવનમદ, વિદ્યામદ, રાજ્યમદ,અને તપોમદ એ પ્રકારે આઠ બહિર્મદનું શાસ્ત્ર વર્ણન કરેછે. મદ એટલે અભિમાન અથવા અહંકાર. કુલ, શીલાદિ જે અહંકારના હેતુ અથવા નિમિત્ત હોય છે ને મદ તે નામનો કહેવાય છે. કોઈ મનુષ્ય ઉચ્ચ કુલનો હોય તો તેને મારા સમાન કુલ અન્યનુ નથી એ પ્રકારનુ થતુ અભિમાન તે કુલમદ છે. તેમ જ મારા સમાન શીલ અન્યનું નથી, હું શીલમા અપ્રતિમ છુ; હું ધનાઢ્ય છું, અમુક કોણ થાય છે, એ દરિદ્રી કયા અને હુ કયાં ? , મારૂ રૂપ અત્યંત સુદર છે, હું રૂપમા અપ્રતિમ છુ; હું યુવાન છુ. મારી સાથે અમુક કેવી રીતે એ સબધમાં સ્પર્ધા કરી શકે ઇત્યાદિ અભિમાનો તે શીલમદ, વિત્તમદ રૂપમદ તથા યૌવનમદ છે. ધનમાં ફાટી ગયો છે, જુવાનીનો તોર ચઢ્યો છે ઇત્યાદિ પ્રકારે લોકમા પણ એ એ મદો પ્રસિદ્ધ છે. આ જ પ્રમાણે વિદ્યાવાળાને રાજાને અને તપસ્વીને વિદ્યા તથા રાજ્ય અને તપસની ખુમારી ચઢે છે તે અનુક્રમે વિદ્યામદ, રાજ્યમદ અને તપોમદ કહેવાય છે. આ મદનુ પ્રતિપાદન કરી શાસ્ત્ર એવુ કહેતુ નથી કે આ આઠ મદજનક છે અર્થાત્ જેને જેને એ આઠમાથી કોઈ પણ પ્રાપ્ત હોય તેને અવશ્ય તેનો મદ ચઢે છે અને તેથી એ આઠથી સદા દૂર રહેવુ, પણ શાસ્ત્રનુ તાત્પર્ય એ છે કે પ્રાયશ એ આઠ, જેમ અફીણ, સુરા આદિ માદક છે, મદજન છે તેમ લોકમાં મદના જનક થઇ રહે છે માટે વિવેકીએ એ આઠને પ્રાપ્ત કર્યા છતાં તજ્જન્ય મદથી રહિત રહેવુ. આ આઠ પ્રકારના મદનાં નિમિત્તે કુલ, શીલ આદિ છે અને તે શરીરીથી બાહ્ય છે તેથી આ આઠને બહિર્મદ નામ પણ આપવામાં આવે છે

અન્ય પ્રકારે ભૂમિમદ, સલિલમદ, પાવકમદ, પવનમદ, આકાશમદ, સૂર્યમદ, ચદ્રમદ અને આત્મમદ એમ આઠ પ્રકારે મદનુ વર્ણન પણ કરવામાં આવે છે. ત્યાં તમોગુણથી ભરેલા મનુષ્યને વસ્ત્રાદિની ઇચ્છાનો હેતુ જે મદ તે ભૂમિમદ છે સંસાર વૃત્તિથી ભરેલા મનુષ્યને " મારે આ અવશ્ય કરવું જોઇએ, આ કર્યા વિના તો મારે ચાલે જ નહિ. " ઇત્યાદિ ચિન્તાના હેતુ રૂપ જે મદ તે

सलिलमद છે. કામવશ થયેલા મનુષ્યને વનિતાસંભોગની ઇચ્છાને લીધે જે તદનુકૂલ વ્યાપારજનક મદ છે તે पावकमद છે. પ્રયાણ કરવાની આતુર ઇચ્છાવાળાને પરદેશની ઇચ્છાનો હેતુ મદ તે पवनमद છે. વાહનવાળા મનુષ્યને હસ્તી, અશ્વ આદિની ઈચ્છાનો હેતુ મદ તે आकाशमद છે, ચિન્તાના ભરેલા મનુષ્યને. " અમુક કરવા ધારેલું કાર્ય થશે કે નહિ થશે, અમુક યોજના ઘડી તો તે વિજયી નીવડશે કે નિષ્ફલ જશે " ઇત્યાદિ સશયને લીધે તુષ્ણી ભાવો પમાડનાર મદ તે चन्द्रमद છે. ક્રોધાગ્નિથી ભરેલા મનુષ્યને " અમુકને તાડન કરૂ, અમુકને મારૂ " ઇત્યાદિ ઇચ્છાના હેતુરૂપ મદ તે सूर्यमद છે. અભિમાનથી ભરેલા મનુષ્યને વિદ્યા, કુલાદિમાં મારા સમાન કોઇ નથી " એવો જે મદ તે आत्ममद છે.

આ ઉપરાંત શાસ્ત્ર કૃતિની, ધમિની, ક્રોધિની, મોહિની, સ્થિતિની, અતિચારિણી, વાહિની અને વર્તિની એ આઠની અતર્મદમાં ગણના કરે છે. એના સ્વરૂપ તે તે આકર ગ્રથમાં અવલોકવાં.

महावाक्य—જીવ તથા બ્રહ્મનુ ઐક્ય પ્રતિપાદન કરનાર ઉપનિષદ્ વાક્ય મહાવાક્ય કહેવાય છે. એની અપેક્ષાથી બ્રહ્મનુ જ માત્ર સ્વરૂપ પ્રતિપાદન કરનાર અથવા જીવનુ જ સ્વરૂપ પ્રતિપાદન કરનાર તે અવાન્તર વાક્ય કહેવાય છે. अयमात्मा ब्रह्म, तत्त्वमसि આ આત્મા બ્રહ્મ છે, તુ તે છે ઇત્યાદિ વાક્ય શારીરાત્માનું બ્રહ્મત્વ પ્રતિપાદન કરે છે માટે એ મહાવાક્ય છે. અને य सर्वज्ञ—જે સર્વજ્ઞ છે, સવિદ્ છે, अनन्तम्—જે અનન્ત છે, અણુ નથી ઇત્યાદિ વાક્યો અવાન્તર વાક્ય છે. આ વાક્યો *विधिमुखथी* અને विषेधमुखथी સ્વ પ્રતિપાદ્યને પ્રતિપાદન કરે છે. ' અમુક અમુક છે, ' ઇત્યાદિ રૂપે પ્રતિપાદન વિધિમુખે પ્રતિપાદન છે અને અમુક અમુક નથી ઈત્યાદિ રૂપે પ્રતિપાદન તે નિષેધ મુખે પ્રતિપાદન છે सर्वं खलु इदम् ब्रह्म—આ સર્વ દશ્ય જગત્ બ્રહ્મરૂપ છે એ વિધિમુખે પ્રતિપાદન કરનાર વાક્ય છે. अथात आदेशो नेति नेति—જે બ્રહ્મ તત્ત્વને માટે તમે પૂછ્યુ તે આ નથી આ નથી અર્થાત્ દશ્ય વિશ્વમાંના કોઇ પણ પદાર્થરૂપ નથી એ નિષેધ મુખે પ્રતિપાદન કરનાર વાક્ય છે. આત્મા અનન્ત છે. ( અન્તવિનાનો છે ), અણુ નથી, હ્રસ્વ નથી, દીર્ઘ નથી ઇત્યાદિ પણ નિષેધમુખે પ્રતિપાદન છે.

मार्गत्रयः—ભિન્ન ભિન્ન કર્મ તથા ઉપાસના કરનાર જીવોની

વિવિધ પ્રકારે ગતિ થાય છે. એ સર્વનો ત્રણમાં સમાવેશ કરી એ માર્ગો ત્રણ પ્રકારના સ્વીકારવામાં આવે છે. તે ત્રણ આ છેઃ— (૧) धूमादिमार्ग, (૨) अर्चिरादिमार्ग અને (૩) जनिमृतिलक्षणमार्ग. ત્યાં જે જીવો અતિ તીવ્ર વેગથી અને ઘણા પ્રમાણમાં યજ્ઞ યાગાદિરૂપ ઇષ્ટ કર્મ અને જનસમુદાયના લૌકિક હિતના સાધકરૂપ વાપી, કૂળ, તડાગ આદિ રચાવવારૂપ પૂર્ત કર્મને કરે છે તેમને એ કર્મના ફળ રૂપે શરીરપાત પછી ઊર્ધ્વ લોકમાં ગતિ થાય છે. એ માર્ગને પિતૃયાણ માર્ગ અથવા ધૂમાદિ માર્ગ કહેવામાં આવે છે. જે મહાત્માઓ એ ઇષ્ટાપૂર્ત કર્મ કરે છે અને ત્યાર પછી અથવા તે અરસામાં તત્ત્વજ્ઞાનને પામે છે તેમને તો ગતિ આગતિ રહેતી નથી એટલે તેમને માટે ધૂમાદિ માર્ગ કે કોઇ માર્ગ નથી. તેમને તો શરીરપતન થયે વિદેહકૈવલ્યની સિદ્ધિ થાય છે. પણ જે અવિદ્વાન્ છે, તત્ત્વજ્ઞાનથી વિરહિત છે તેમને એ ઇષ્ટાપૂર્ત કર્મના ફળરૂપે ગતિ થાય છે અને એ ગતિનો માર્ગ તે પિતૃયાણ માર્ગ અથવા ધૂમાદિ માર્ગ કહેવાય છે. એ કર્મ કરનારનો દેહ પડે છે એટલે પ્રથમ ધૂમને પ્રાપ્ત થાય છે ધૂમથી રાત્રિને પામે છે, રાત્રિથી કૃષ્ણપક્ષ, કૃષ્ણપક્ષથી દક્ષિણાયનરૂપ ષણ્માસ, ત્યાંથી સંવત્સર ત્યાંથી દેવલોક તથા વાયુલોક, ત્યાથી આદિલોક અને ત્યાથી ચદ્રલોકને પામે છે. અથવા સવત્સર પછી પિતૃલોકઅનેપછી ચદ્રલોકને પામે છે. અહિં ધૂમ, રાત્રિ આદિ પદોવડે તે તે અભિમાની દેવતાનું ગ્રહણ કરવાનું છે એટલે ઇષ્ટાપૂર્ત કર્મ કરનારનો જીવ પ્રથમ ધૂમાભિમાની દેવતાને પામે છે. એ દેવતા અતિવાહિક દેવતા છે એટલે કે એ જીવ એની સત્તામાં પહોંચે છે કે તરત એને ઉત્તર સત્તામાં સહી સલામત સોંપી દેછે અથવા પહોચાડે છે ધૂમદેવતા પોતાની મર્યાદામાં એ જીવનું વહન કરાવી રાત્રિ દેવતાની સત્તામાં એ જીવને પહોંચાડે છે. ત્યાંથી એ દેવતા કૃષ્ણપક્ષના અભિમાની દેવને પહોંચાડે છે. એ દેવ દક્ષિણાયનના ૭ માસના જે દેવ તેમની સત્તામા પહોચાડે છે અને એ દેવમાં પહોંચાડે છે. પિતૃલોકમાં એ જીવની સ્થિતિ થાય છે અને ત્યાં ઇષ્ટાપૂર્તના સુખરૂપ ફળને એ જીવ અનાયાસે ભોગવતો સ્થિત થાય છે એ કર્મોનો જ્યારે ભોગથી ક્ષય થાય છે ત્યારે પિતૃલોકના અભિમાની દેવ એ જીવને ચદ્રલોકમાં પહોંચાડે છે અને ચંદ્રલોકના અભિમાની દેવની સત્તાથી એ જીવ અન્નરૂપ થઈ રહે છે અને દેવના ભક્ષ્યરૂપ થાય છે ત્યાર પછી એ જ સત્તા છે. એ જીવ આકાશને

પામે છે, આકાશથી વાયુને પામે છે, વાયુથી વૃષ્ટિમાં આવે છે, વૃષ્ટિદ્વારા પૃથ્વીપર આવે છે અને ત્યાં અન્નરૂપ થાય છે. અન્નને પામ્યા પછી પુરુષાગ્નિમાં એ હોમાય છે ત્યાં વિપાક પામી શુક્રરૂપ થાય છે અને પછી યોષાગ્નિમાં હોવાય છે અને પછી પુનર્ મનુષ્યાદિ શરીરવાળો થઈ રહે છે. આ માર્ગ પુનરાવૃત્તિવાળો છે. તેથી પિતૃલોકને પામ્યા પછી એ જીવની પુનર્ કર્મભૂમિરૂપ મૃત્યુલોકમાં આગતિ થાય છે. આ માર્ગદ્વારા પિતૃલોકમાં જવાય છે પિતૃલોકમાં જવાનો આ માર્ગ છે તેથી એને પિતૃયાણ માર્ગ કહેવામાં આવે છે અને એ માર્ગે પ્રથમ સત્તા ધૂમદેવતાની આવે છે માટે એ ધૂમાદિમાર્ગ કહેવાય છે

દ્વિતીય માર્ગ તે અર્ચિરાદિ માર્ગ છે. જેઓ સગુણ બ્રહ્મરૂપ શ્રીહિરણ્યગર્ભની ઉપાસના કરનાર છે તેમને એ દૃઢ ઉપાસનાના ફલરૂપે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે વૈકુંઠલોક, શિવલોક, કૈલાસ ઇત્યાદિ સંજ્ઞાથી પુરાણોમા જે લોકો વ્યવહરાય છે તે સર્વનો બ્રહ્મલોકમાં જ શાસ્ત્રીય દૃષ્ટિથી સમાવેશ છે. એ બ્રહ્મલોકમા જે માર્ગે થઇને જવાય છે તે માર્ગનુ નામ અર્ચિરાદિ માર્ગ છે સગુણ બ્રહ્મની ઉપાસના કરનારને બ્રહ્માત્મૈક્યનો દૃઢ અપરોક્ષ અનુભવ હોતો નથી, તેને દ્વૈતની સ્થિતિ કાયમ રહેલી હોય છે તેથી તેને ગતિ અથવા ઉત્ક્રાન્તિ હોય છે. માટે એ ઉપાસક જ્યારે વર્તમાન દેહને ત્યજે છે ત્યારે એ ઉપાસનાના પરિપાકના બળે એની ઉત્ક્રાન્તિ થઇ પ્રથમ એ અર્ચિર્ના અભિમાની દેવની સત્તામાં જાય છે. એ દેવ પોતાની મર્યાદામાં એનુ વહન કરી પછી અહર્ અભિમાની દેવની સત્તામાં એને સોંપે છે. એ અહર્ અભિમાની દેવ પોતાની મર્યાદામા એ જીવનુ વહન કરી પછી શુકલપક્ષના અભિમાની દેવની સત્તામાં એને પહોચાડે છે ત્યાંથી ઉત્તરાયણરૂપ ષણ્માસના દેવની સત્તામા જાય છે, ત્યાંથી સંવત્સરના અભિમાની દેવની સત્તામા, ત્યાથી દેવલોકમાં, પછી વાયુલોકમાં, પછી આદિત્યલોકમાં, પછી ચંદ્રલોકમાં, પછો વિદ્યુતલોકમાં, પછી વરુણલોકમાં, પછી ઇન્દ્રલોકમાં, પછી પ્રજાપતિલોકમાં અનુક્રમે જાય છે. ત્યાં સમાન્ય પુરુષનાં એને દર્શન થાય છે અને તે એ ઉપાસકને બ્રહ્મલોકમાં પ્રાપ્ત કરે છે. બ્રહ્મલોકમાં પોતાની ઉપાસનાના પ્રમાણમાં એ ઉપાસક સાલોક્ય, સામીપ્ય આદિને અનુભવે છે અને ત્યાં જ તત્ત્વજ્ઞાનને પામી બ્રહ્માના આયુષના અન્તે એ લોકનિવાસી સર્વની સાથે વિદેહકૈવલ્યને પામે છે. આ રીતે આ લોકની પ્રાપ્તિ થયા પછી

પુન મૃત્યુલોકમાં આવવાનું રહેતુ નથી તેથી આ માર્ગ પુનરાવૃત્તિરહિત માર્ગ કહેવાય છે. એ માર્ગે જતા દેવલોક, વરુણ લોક આદિ લોક આવે છે તે લોકમા એ ઉપાસકની સ્થિતિ થાય છે તથા ત્યા તે તે લોકના ભોગ એ ભોગવે છે એમ સમજવાનુ નથી એ એ લોકના ભોગની પ્રાપ્તિ તો જે એ લોકના દેવના ઉપાસક હોય છે તેમને થાય છે અને એ ભોગ બ્રહ્મલોકના ભોગની અપેક્ષાથી ઘણા ન્યૂન છે તેથી આ ઉપાસકની વાસનાના વિષયરૂપ હોતા નથી. એ લોકનુ આ માર્ગમાં કથન કરેલુ છે તેનો અર્થ એટલો જ છે કે અર્ચિરૂથી આરભ થતા એ બ્રહ્મલોકમા પહોચતા મધ્યે એ એ લોક આવે છે તેથી એ એ લોકની મર્યાદાનુ અતિક્રમણ કરી પછી બ્રહ્મલોકમા ગતિ થાય છે એક ગ્રામથી પ્રવાસને શરૂ કરનાર પુરુષ અમુક દૂર દેશ જવાનો હોય તો તેનો જેમ નાનાવિધ નગરો આદિમા થઇને માર્ગ હોય છે તેમ આ બ્રહ્મલોકને ઉદ્દેશી પ્રવાસે નીકળેલા ઉપાસકનો માર્ગ આ આ લોકમાં થઇને છે એટલુ જ કહેવાનુ તાત્પર્ય છે આ માર્ગમાં આરભમા અર્ચિરૂના અભિમાની દેવ અતિવનહિક દેવ થાય છે તેથી આ માર્ગને અર્ચિરાદિ માર્ગ કહેવામા આવે છે તેમ જ બ્રહ્મલોકની પ્રાપ્તિનો આ માર્ગ છે તેથી એને બ્રહ્મમાર્ગ પણ કહેવામાં આવે છે તથા આ માર્ગ દેવલોકમા થઇને જાય છે તેથી ધૂમાદિમાર્ગ જે પિતૃયાણ માર્ગ કહેવાય છે તેની અપેક્ષાએ આ દેવયાન માર્ગ પણ કહેવાય છે પિતૃયાણ માર્ગમા દેવલોક આવતો નથી. ચદ્રલોક ઉભયમા આવે છે છતા તેને પ્રાપક અતિવાહીક દેવો ભિન્ન ભિન્ન છે એટલુંજ નહિ પણ ચદ્રલોકની પ્રાપ્તિ પછી ઉભયની ગતિ ભિન્નભિન્ન પ્રકારની હોય છે. પિતૃયાણ માર્ગે ગયેલો જીવ ચદ્રલોકથી પછી પુન આવૃત્તિને પામવા પર આવે છે ત્યારે દેવયાનમાર્ગે જતો ઉપાસક ઊર્ધ્વ લોકમા થઇને ઉચ્ચતર પ્રદેશમા સ્થિત થાય છે. તેથી આ બે માર્ગમા કોઈ કોઇ સ્થાન સમાન છતાં ભેદ ઘણો છે. ફલમા પણ એક આવૃત્તિવાળો અને બીજો અનાવૃત્તિવાળો માર્ગ છે એ મોટો ભેદ છે આ દેવયાન માર્ગે થઇને બ્રહ્મલોકમા ગયેલો ઉપાસક ક્રમમોક્ષને પામે છે

આ બેથી તૃતીય માર્ગ તે જનિમૃત્તિ લક્ષણ માર્ગ છે. ધૂમાદિ માર્ગ તથા અર્ચિરાદિમાર્ગ અનુક્રમે કર્મીઓ તથા ઉપાસકોના માર્ગ છે. એ શિવાયના જે જીવો રહ્યા તે સર્વને માટે આ તૃતીય માર્ગ

છે. એ તૃતીય માર્ગ સર્વસાધારણ માર્ગ છે એક શરીર ત્યજવું અને અન્ય ગ્રહણ કરવુ, જનમવુ અને મરવુ, મરવું અને જનમવું એ માર્ગ તે જનિમૃતિલક્ષણમાર્ગ છે સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ કરનાર, નરકાદિ અધોલોકમાં જનાર અને આ લોકમા જ કૃમિ, કીટ, પશુ પક્ષી, મનુષ્યાદિ શરીરને વારા ફરતી ધારણ કરનાર જીવોનો આ તૃતીય માર્ગ છે

આ ત્રિવિધ માર્ગનુ પ્રતિપાદન કરી શાસ્ત્ર અર્ચિરાદિમાર્ગની શ્રેષ્ઠતા સૂચવે છે કેમકે એ માર્ગે જનાર ઉપાસકો તત્ત્વજ્ઞાનને પામી નિત્યમુક્ત થઇ રહે છે, અને તે દ્વારા કર્મના કરતા ઉપાસનાનું આધિક્ય જણાવે છે

*माया*—માયાનુ પ્રતિપાદન અવિદ્યા, અજ્ઞાન ઇત્યાદિના વિવેચનના પ્રસગમા કેટલેક અશે આવી ગયુ છે.

અનાદિ, અનિર્વાચ્યા, ભૂતપ્રકૃતિ ચિત્સબધવાળી માયા છે. માયાનો આદિ નથી તેથી એ અનાદિ કહેવાય છે યુક્તિવડે એનુ નિરૂપણ થઇ શકતુ નથી, એ સત્ છે કે અસત્ છે, સાવયવ છે કે નિરવયવ છે, બ્રહ્મથી અત્યત ભિન્ન છે કે અત્યત અભિન્ન છે ઇત્યાદિ કોઇ રીતે એનું નિર્વચન થઇ શકતુ નથી માટે એ અનિર્વાચ્ય છે. પચીકૃત તથા અપચીકૃત એટલે સ્થૂલ તથા સૂક્ષ્મ પૃથિવીઆદિ પચભૂતના મૂલ ઉપાદાન કારણરૂપ છે તેથી એ ભૂતપ્રકૃતિ છે તથા ચૈતન્યરૂપ બ્રહ્મતત્ત્વની શક્તિરૂપ હોવાથી એ ચિત્ સબધવાળી છે. આ સ્વરૂપમાં આપેલા વિશેષણો આવશ્યક છે. અનાદિ છે તે માયા છે એમ કહેવાય તેમ નથી કારણ કે અનાદિ તો બ્રહ્મ પણ છે. માયાના કાર્યો પણ અનિર્વાચ્ય છે તેથી કેવળ અનિર્વાચ્ય તે માયા એમ કહેવાય •તેમ નથી, ભૂતપ્રકૃતિત્વ એક રીતે બ્રહ્મમા તથા સ્થૂલભૂતની પ્રકૃતિપણુ સ્થૂળસૂક્ષ્મ ભૂતોમાં છે તેથી કેવલ ભૂતપ્રકૃતિ કહેવાય તેમ નથી. તેમ જ સાંખ્યશાસ્ત્ર પ્રમાણે સમત પ્રધાનથી વ્યાવૃત્તિ કરવા ચિત્સબધવાળી એ પદ આવશ્યક છે. આ માયા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણવાળ હોવાથી ત્રિગુણાત્મિકા કહેવાય છે.

કેટલેક સ્થળે રજસ્ અને તમસ્‌થી અનભિભૂત જે સત્ત્વ તે જેમાં પ્રધાન છે તે માયા છે એવું સ્વરૂપ આપવામાં આવે છે. અન્યત્ર વિક્ષેપશક્તિની પ્રધાનતાવાળી મૂલપ્રકૃતિ તે માયા છે એવું સ્વરૂપ

આપવામાં આવે છે. પોતાના આશ્રયને વ્યામોહ ન કરે તે માયા છે અને તેને વ્યામોહ કરે તે અવિદ્યા છે એમ માયા તથા અવિદ્યાનાં સ્વરૂપો આપવામાં આવે છે. આ સ્વરૂપો માયા તથા અવિદ્યા તથા અજ્ઞાનના ભેદની જ્યાં વિવક્ષા કરવામાં આવે છે ત્યાં આપવામાં આવે છે. માયા મૂળ કારણ જ્યાં વિવક્ષિત છે ત્યાં પ્રથમનું સ્વરૂપ બાંધવામાં આવે છે.

એ માયાને શાસ્ત્ર ત્રણ પ્રકારની જણાવે છે (૧) તુચ્છા, (૨) અનિર્વાચ્યા અને (૩) વાસ્તવી. ત્યાં જગતના સામાન્ય સર્વ જીવો છે તેમની દૃષ્ટિમાં આ જગત્ તથા એનું મૂલ પરિણામી ઉપાદાન કારણ તે વસ્તુરૂપ પદાર્થ જ જણાય છે તેથી એમની દૃષ્ટિથી માયા વાસ્તવી છે, વસ્તુરૂપ પદાર્થ જ છે. આટલુ જ નહિ પણ સાંખ્યયોગ ન્યાયાદિ શાસ્ત્રકારોની દૃષ્ટિથી પણ એને વાસ્તવી જ ગણવી ઘટે છે, કારણ કે એ શાસ્ત્રકારોએ સર્વ ભૂતપ્રકૃતિને વસ્તુત સત્ય સ્વીકારી છે. સાંખ્યદર્શનનું પ્રધાન અથવા મૂળ પ્રકૃતિ તે પુરુષની માફક અનાદિ, નિત્ય અને વસ્તુરૂપ તથ્ય છે. ન્યાયાદિશાસ્ત્રમા અણુ એ મૂળપ્રકૃતિરૂપ છે અને તે અનાદિ તથા નિત્ય અને વસ્તુભૂત પદાર્થ છે. તેથી આ સર્વની દૃષ્ટિમાં માયા વાસ્તવી છે.

જ્યારે વિચારથી નિરૂપણ કરવામાં આવે છે, માયાનુ સ્વરૂપ યુક્તિથી મનમાં આરૂઢ કરવામાં આવે છે ત્યારે માયાને સત્, અસત્, સાવયવ, નિરવયવ, બ્રહ્મથી અભિન્ન અથવા ભિન્ન એમ કોઇ પ્રકારે પણ મન સ્વીકાર કરી સતોષ પામતુ નથી તેથી યૌક્તિક દૃષ્ટિથી માયા અનિર્વચનીય અથવા અનિર્વાચ્ય છે.

તત્ત્વદૃષ્ટિથી અથવા વેદાન્તશાસ્ત્રની દૃષ્ટિથી માયા તુચ્છરૂપ છે અર્થાત્ માયા છે જ નહિ. શાસ્ત્રની વાસ્તવ દૃષ્ટિથી જો બ્રહ્મતત્ત્વ માત્ર સત્વર સર્વત્ર વ્યાપી રહ્યુ છે અને દ્વિતીય કોઇ પદાર્થ વિદ્યમાન જ નથી તો માયાને સ્થાન ક્યાંથી હોય ? તેથી વાસ્તવદૃષ્ટિથી માયા નથી જ અર્થાત્ માયા તુચ્છ છે એ સિદ્ધાન્ત છે.

આ પ્રમાણે ત્રણ ભૂમિકા સ્થાપવાથી શાસ્ત્રનું તાત્પર્ય સ્પષ્ટ થાય છે. વેદાન્ત એક અદ્વિતીય તત્ત્વનો જ સ્વીકાર કરે છે અને એ પ્રતિપાદન કરવામાં જ એનું તાત્પર્ય છે. જીવબ્રહ્મનું ઐક્ય એ જ વેદાન્તનો ખાસ વિષય છે છતાં અજ્ઞાનાવરણવાળા જીવોને એ સિદ્ધાન્ત મતિમાં આરૂઢ કરાવવાનો છે. એ જીવો અજ્ઞાનાવૃત્ત હોવાથી જગત્નો

અનુભવ કરી રહ્યા છે. તેથી એમની મતિમાં સહસા આ સિદ્ધાન્ત પ્રવેશતો નથી. તેથી એ સિદ્ધાન્તના પ્રવેશમાટે દ્વારરૂપે એ મતિની ભૂમિકા સ્વીકારી જ શાસ્ત્ર માયાનુ નામ લેછે અને એને અનિર્વચનીય કહે છે. અનિર્વચનીય માયાનો સ્વીકાર કરી, અજ્ઞાનાદિથી અનુભવના વિષય રૂપ થતા પ્રપંચની ઉપપત્તિ શાસ્ત્ર કરી બતાવે છે. એ ભૂમિકામાં આરૂઢ થયા પછી એ માયાનો ત્યાગ કરવો અને અખંડ ચિદ્રસ બ્રહ્મતત્ત્વનો અનુભવ અહંરૂપે કરવો જીવોને સરળ પડે છે.

આમ હોવાથી કેટલાકનું એવું કહેવું છે કે માયાનું ઉપનિષદ્‌માં કથન નથી પણ પાછળથી એનો સ્વીકાર કરવામાં આવ્યો છે તેને ઉત્તર મળી જાય છે. ઉપનિષદ્‌માં માયાનો ઉલ્લેખ કરનાર વિવિધ શ્રુતિઓ શાસ્ત્રમાં દર્શાવવામાં આવી છે, છતાં તેમ છતાં માયાનું નામ ગ્રહણ નથી એમ સ્વીકારીએ તોપણ પાછળથી માયાનું આવું સ્વરૂપ સ્થાપવુ એ વેદાન્તપ્રતિપાદ્ય ઐક્યના અનુભવમાટે આવશ્યક છે એ સિદ્ધ થાય છે તેથી એમાં જરા પણ દોષ આવતો નથી.

કેટલાક મનુષ્યો વેદાન્તનો સિદ્ધાન્ત શ્રવણ કરી પૃચ્છા કરે છે કે જ્યારે બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે ત્યારે આ જગત્ ક્યાંથી આવ્યુ ? જીવ બ્રહ્મનું ઐક્ય વસ્તુત. છે ત્યારે જીવ તથા બ્રહ્મનો ભેદ શાથી પડ્યો ? જીવ પૃથક્‌રૂપે કેમ જણાય છે ? આ આદિ શંકાઓનું પણ આ સિદ્ધાન્ત ઉત્તર સ્પષ્ટપણે આપી દે છે. આ સિદ્ધાન્તની દૃષ્ટિમાં જગત્ છે જ નહિ કે તેની ઉપપતિ કરવી પડે અને જીવ અને બ્રહ્મ એવા બે ભિન્ન તત્ત્વો પણ છે જ નહિ કે એના ભેદની ઉપપત્તિ કરવી પડે. જેમની દૃષ્ટિમાં એ ભેદ છે તેમની દૃષ્ટિમાં માયા અનિર્વાચ્યા વિદ્યમાન છે અને તે આ સર્વની ઉપપત્તિ કરી શકે છે.

વેદાન્ત શાસ્ત્રના તાત્પર્યનુ ગ્રહણ કરવામાં આ માયાનું સ્વરૂપ યથાર્થરૂપે મતિમા આરૂઢ થવાની જરૂર છે. બ્રહ્મતત્ત્વ તે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ છે તેથી એની તો દિશા દર્શાવી એટલે એ તત્ત્વ વૃત્તિવ્યાપ્તિદ્વારા સ્પષ્ટ થઇ રહે છે પણ એ સિદ્ધાન્ત દૃઢપણે મતિમાં આરૂઢ થતો નથી અને મનુષ્યોને શંકા રહે છે તેનું કારણ માત્ર આ માયા જ છે. જગતમાં વિવિધ મોહ માયા જ ઉપજાવે છે, યોગીને યોગથી ભ્રષ્ટ કરનાર માયા છે, ભલભલાનું અભિમાન માથા ઉતરાવે છે. તેમ વેદાન્તના ગહન કર્મમાં પ્રવેશ થતો

અટકાવનાર પણ માયા છે. જેમની મતિમાં આ વિવિધ માયાનો સિદ્ધાન્ત સ્ફુટ થઇ જાય છે તેમના હસ્તમાં સાચી શાસ્ત્રની કુંચી આવી રહે છે અને તેમને માટે શાસ્ત્રનાં દ્વાર સર્વથા ખુલ્લાં થઇ રહે છે. આમ હોવાથી આ વિવિધ ભેદ પાડી શાસ્ત્ર માયાનું સ્વરૂપ સ્ફુટ કરે છે, તે વિશ્વપર મોટો ઉપકાર કરે છે.

મૈત્ર્યાદિ ભાવના –મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા એ ચાર ભાવનાનુ નામ મૈત્ર્યાદિ ભાવના છે. ત્યા જે મનુષ્યો સુખપ્રાપ્ત છે, તેમને વિષે આત્મીયત્વની ભાવના કરવી અથવા એ મારાં જ છે એ ભાવનાપૂર્વક હર્ષ થવો તેનુ નામ મૈત્રી છે. સામાન્યરીતે કોઈ સગાંવહાલામા અથવા મિત્ર સુખી હોય તે જોઇ જાણીને મનુષ્યોને હર્ષ થાય છે, તે શા માટે કે એ મારાં મિત્રો છે વા સગાં છે એ ભાવના છે માટે, એમને વિષે મારાપણાનો ભાવ છે માટે. આમ થવાથી એ સગાં તથા મિત્રોને સુખી જોઇને મનુષ્યો ઇર્ષ્યા કે અસૂયાથી દૂર રહે છે. પણ એથી ઇતર કોઇને સુખી જોવામાં આવે છે, પોતાના પ્રતિસ્પર્ધીને ખાસ કરીને સુખી જોવામા આવે છે તો તેવે પ્રસગે તેના પ્રતિ ઇર્ષ્યા અને અસૂયા પ્રકટે છે. એ થવાથી તેમનુ સુખ જોઇ આ મનુષ્યો પોતાના અ ત કરણમા સ તોષને બદલે સ તાપને ધરે છે એથી ઉલટુ આ ભાવના એવું શીખવે છે કે આખા વિશ્વમાં જે જે સુખસપન્ન વ્યક્તિ છે તેમને વિષે મમત્વ, આત્મીયત્વ ભાવ ધરવો. આમ થવાથી તેમનુ જે સુખ તે સર્વ પોતાનુ જ થઈ રહે છે અને તેથી સર્વના સુખે તેમને સુખી અનુભવે છે અને ઇર્ષ્યા તથા અસૂયાદિ મલથી દૂર રહે છે.

જે વ્યક્તિઓ દુ:ખપ્રાપ્ત હોય છે તેમને જોઇને કોઇ કોઈને તિરસ્કાર પ્રકટે છે, ઘણાને હર્ષ થાય છે, ઘણાને અભિમાન પ્રકટે છે. પણ એ વ્યક્તિઓને જોઇ જાણી એમના દુ ખના વિનાશ કરવાની અથવા થવાની ઇચ્છા પ્રકટવી એનુ નામ કરુણા છે. એ ભાવના થવાથી તિરસ્કારવૃત્તિ, પરદુ ખજન્ય હર્ષ તથા અભિમાન આદિ દોષોથી બચાય છે એટલુજ નહિ પણ જગત્માં નાનાવિધ કલેશો જે થાય છે તે શમી જાય છે.

પુણ્યવત્ વ્યક્તિઓને જોતાં ઘણા મનુષ્યો પોતાના અંતરમાં પ્રજળે છે, તેઓ દભી છે, દભને ખાતર પુણ્યનો આડબર કરે છે, એમને પરમેશ્વરપ્રીતિનો આશય નથી પણ લૌકિક યશકીર્તિ પ્રિય

છે અને ખ્યાતિને માટે તેઓ પુણ્યકૃતિ કરે છે ઇત્યાદિ પ્રકારે તેમની નિંદા કરવા, તેમને હલકા પાડવા ઘણા મનુષ્યો પ્રયત્ન કરે છે. તેમ ન કરતાં તેમને જોઈ હર્ષ પામવો, તેમને અભ્યુત્થાન, આસનાદિ વડે સત્કાર કરવો તેનુ નામ મુદિતા ભાવના છે, એટલે કે તેમને જોતાં જાણુતાં તેમને વિષે પૂજ્યબુદ્ધિ માનબુદ્ધિ અથવા સમાનબુદ્ધિ પ્રકટવી એનું નામ મુદિતા છે. આ ભાવનાની સિદ્ધિ થતાં અંતરના વિવિધ દોષો માત્સર્ય, અસૂયા આદિ નિવૃત્ત થાય છે.

પાપીને જોતાં તેમનો તિરસ્કાર ન કરવો, તેમની નિંદા ન કરવી, તેમ તેમને વિષે સંમાન બુદ્ધિ ન થવી, પણ સત્કાર અને તિરસ્કાર એ બન્નેમા ઉદાસીનતા ધરવી તેનું નામ ઉપેક્ષા છે

આ ચાર ભાવનાઓ સિદ્ધ થવાથી ઇર્ષ્યા, અસૂયા, પરોપકારેચ્છા, દ્વેષ, અભિમાન વગેરે ચિત્તના દોષો દૂર થઇ રહે છે અને તે હેતુથી જ યોગશાસ્ત્રમા ચિત્તની પ્રસન્નતાના સાધુરૂપે આ ચાર ભાવનાનુ વિધાન કરવામાં આવે છે, અને બૌદ્ધદર્શનમા તો આ ચાર ભાવનાને મોટી પ્રધાનતા આપવામા આવી છે. ખરૂ જોતા પ્રજાને નીતિમાન્ કેવી રીતે કરવી, સર્વના અંતઃકરણમા નીતિના બીજ કેવી રીતે નાંખવાં કે જેથી અનીતિથી પ્રજા સદા બચી રહે, ઇત્યાદિ પ્રશ્નોના ઉત્તર આ ચાર ભાવના જેવી રીતે આપે છે તેવી રીતે અન્ય કોઈ ભાગ્યે જ આપી શકે તેમ છે. આ ચાર ભાવના અંતરમાં સિદ્ધ કરવામાં આવે છે તો સાધુત્વ એની મેળે પ્રાપ્ત થઇ રહે છે. નીતિનાં આચરણો પોતાની મેળે જ થયાં રહે છે અને અનીતિનો કદાપિ પણ સંભવ આવતો નથી. તેથી સર્વ નીતિના મૂળરૂપ આ ચાર ભાવના છે અને તે પ્રત્યેક સાધકે કરવાની છે એટલુ જ નહિ પણ મનુષ્ય માત્રે એ જ ચારને પ્રયત્નવડે સાધવાની છે. આમ હોવાથી જ શાસ્ત્ર એ ચારના પર વધારે ભાર મુકી એનું પ્રતિપાદન કરતુ રહે છે.

**મૈથુનઃ**—વિવિધ અધિકારીએ તે તે પ્રસંગે સ્ત્રીસંસર્ગથી બચવાનુ વિધાન છે, બ્રહ્મચર્ય પાળવાની આવશ્યકતા છે અને તેથી શાસ્ત્ર સ્ત્રીસંસર્ગરાહિત્યરૂપ મૈથુનનુ આઠ અંગથી પ્રતિપાદન કરે છે. તે આઠ અંગ આ છે. (૧) **दर्शन**, (૨) **स्पर्शन**, (૩) **केलि**, (૪) **कीर्तन**, (૫) **गुह्यभाषण**, (૬) **संकल्प**, (૭) **अध्यवसाय** અને (૮) **क्रियानिर्वृत्ति**. ત્યાં રાગપૂર્વક સ્ત્રી આદિ વિષયનું જ્ઞાન તે **દર્શન**

છે. રાગપૂર્વક સ્પર્શરૂપ ક્રિયાવિશેષથી જન્ય સ્ત્રીઆદિનુ જ્ઞાન તે સ્પર્શન છે. રાગપૂર્વક સ્ત્રીઆદિસાથે પરિહાસાદિ વ્યવહાર તે કેલિ છે. સ્ત્રીઆદિના સૌદર્યાદિનું અનુરાગપૂર્વક કથન અથવા વર્ણન તે કીર્તન છે. રાગપૂર્વક સ્ત્રીસાથે રહસ્ય ભાષણુ કરવું તે ગુહ્ય ભાષણુ છે. સ્ત્રીઆદિના સંબંધમાં " આમ થાઓ, આમ હું કરીશ, અમુક સ્ત્રી આદિ સાથે હું અમુક વ્યવહાર કરૂં " ઇત્યાદિ દૃઢ ઇચ્છા તે સંકલ્પ છે. અમુક સ્ત્રીસાથે હું અવસ્ય રમણુ કરીશ એવો નિશ્ચય તે અધ્યવસાય છે. રાગપૂર્વક વ્યવાય કરવો તેનુ નામ ક્રિયાનિર્વૃત્તિ છે. નૈષ્ઠિક બ્રહ્મચારીએ તથા બ્રહ્મચારીએ અને યતિએ આ આઠે અંગ મૈથુનનો ત્યાગ કરવો આવશ્યક છે, નહિ તો તે પતિત થાય છે ગૃહસ્થે પરિણીત સ્ત્રીથી અતિરિક્ત સ્ત્રીસાથે આ આઠે અંગોનો ત્યાગ કરવો આવશ્યક છે, નહિ તો તે પાપવાળો થાય છે અને પોતાની સ્ત્રીથી પણુ વર્જ્ય સમયે આ આઠે અંગોથી બચવુ આવશ્યક છે. આ સર્વ અંગોની વ્યાખ્યામાં " રાગપૂર્વક " " અનુરાગ પૂર્વક " એવા પદો આપવામાં આવે છે તે અગત્યના છે. શાસ્ત્રકાર વિરાગના પ્રતિપાદન માટે સ્ત્રીઆદિના સંબંધથી થતા દોષોનુ વર્ણન કરે તે કીર્તનમા આવતુ નથી, કેમકે ત્યા રાગપૂર્વકતા નથી મહાત્માને સ્ત્રી નમન કરે અને મહાત્મા તેને મસ્તકે આશીર્વાદ માટે સ્પર્શ કરે તે આ સ્પર્શનમા આવતુ નથી કેમકે તે રાગપૂર્વક નથી. અનેક આશીર્વાદના પ્રસંગે બ્રાહ્મણો સ્પર્શ કરે, તેને કલાના શિક્ષણુ માટે શિક્ષકો હસ્તાદિનો સ્પર્શ કરે તે સર્વ પણુ આ રીતે સ્પર્શનમાં આવી શકે તેમ નથી કેમકે તેમા રાગપૂર્વકતા નથી. તેથી એ પદો ખાસ અગત્યનાં છે.

मोक्ष—મોક્ષ એ ચતુર્વિધ પુરુષાર્થમાનો એક પુરુષાર્થ છે અને તે સૌથી પ્રધાન પુરુષાર્થ છે ભિન્ન ભિન્ન શાસ્ત્રો પોતપોતાના સિદ્ધાન્તને અનુસરીને મોક્ષનુ સ્વરૂપ વર્ણવે છે ન્યાયવૈશેષિક દર્શન પ્રમાણે એકવિંશ દુઃખનો આત્યંતિક અભાવ તે મોક્ષ અથવા ત્રિવિધ દુ:ખનો આત્યંતિક ધ્વંસ તે મોક્ષ છે. મન સહિત ૭ જ્ઞાનેન્દ્રિય, તેના ૭ વિષય તથા તેવડે થતા ૭ પ્રકારનાં વેદનો તથા શરીર, લૌકિક સુખ અને દુ:ખ એ ૨૧ દુ:ખમિશ્રિત હોવાથી તથા દુ:ખના જનક હોવાથી ૨૧ પ્રકારનાં દુઃખ છે. એનો આત્યંતિક અભાવ, એનો આત્યંતિક ધ્વંસ તે મોક્ષ છે. આધ્યાત્મિકાદિ ત્રિવિધ દુ:ખોનો

આત્યંતિક અભાવ તે મોક્ષ છે. આત્યતિક અભાવ અથવા ધ્વંસનું સ્વરૂપ આ પ્રમાણે છે પોતાનુ જે અધિકરણ હોય, રહેવાનું સ્થાન હોય તેમાં રહેલા દુ:ખના પ્રાગભાવથી અસમાનકાલીન જે દુ:ખ-ધ્વંસ તે આત્યતિક અભાવ છે અર્થાત્ મોક્ષ છે. લૌકિક જ્વરાદિ દુ:ખો પ્રતીત થઇ તેનો ધ્વંસ થાય છે. એ ધ્વસ આત્મામાં રહેલો છે. પણ એ ધ્વંસની સાથે અનાગત દુ ખનો પ્રાગભાવ પણ એ જ આત્મામા રહેલો છે. તેથી એ જ્વરાદિ દુ ખનો ધ્વસ પોતાના અધિકરણરૂપ આત્મામા રહેલા દુ ખના પ્રાગભાવનો સમાનકાલીન છે અને તેથી મોક્ષરૂપ નથી. ચૈત્રને દુ ખનો ધ્વંસ થયો તે શુકાદિના આત્મામાં રહેલા દુ ખના પ્રાગભાવનો અસમાનકાલીન છે છતાં તે મોક્ષરૂપ નથી કારણ કે આમ છતાં તે ચૈત્રના આત્મામાં રહેલા દુ ખપ્રાગભાવનો સમકાલીન છે વ્યાસ, શુકાદિનો મોક્ષ થયો છે. તેમના આત્મામાં દુ ખ ધ્વસ થયો છે તે દુ ખ ધ્વસ ઇતર મનુષ્યના આત્મામાં રહેલા દુ:ખપ્રાગભાવનો સમાનકાલીન છે છતા તે મોક્ષરૂપતાનો અભાવ ઠરતો નથી કારણ કે તે શ્રદ્ધાઆદિના પો-તાના આત્મામાં રહેલા દુ ખપ્રાગભાવનો અસમાનકાલીન છે, તેથી પોતાના અધિકરણુનાં રહેલા દુ ખ પ્રાગભાવનો અસમાનકાલીન જે દુ ખધ્વસ તે મોક્ષ છે એમ વૈશેષિક સિદ્ધાન્ત જણાવે છે

સાખ્યયોગના સિદ્ધાન્તપ્રમાણે આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એ ત્રિવિધ દુ ખોનો અત્યતાભાવ થવો, અથવા બુદ્ધિ સત્ત્વ પોતાનુ સમગ્ર અંશમા પુરુષને દર્શન કરાવી તેનો પ્રધાનમાં આત્યતિક લય થઈ જવો અથવા બુદ્ધિ સત્ત્વનુ ચરિતાર્થ થઇ રહેવુ અથવા વિવેકખ્યાતિ થયા પછી પુરુષને બુદ્ધિવૃત્તિનુ સદામાટે અદ-ર્શન થતાં દ્દષ્ટાપુરુષની સ્વસ્વરૂપે સ્થિતિ થઈ રહેવી તે મોક્ષ છે.

કર્મીઓના સિદ્ધાન્તપ્રમાણે ચાતુર્માસ યાગાદિના અનુષ્ઠાનવડે સ્વર્ગાદિની પ્રાપ્તિ થવી અથવા કામ્ય અને નિષિદ્ધના વર્જનપૂર્વક, નિત્યનૈમિત્તિક કર્મોનુ અનુષ્ઠાન કરતા અને ચાતુર્માસ યાગાદિનું નિષ્કામપણે અનુષ્ઠાન થતા સર્વ દુ ખનો અત્યતાભાવ થઇ રહેવો તે મોક્ષ છે.

વૈષ્ણુવ વેદાન્તપ્રમાણે કર્મ, ઉપાસના, જ્ઞાન સહકૃત ભક્તિવ-શાત્ તે તે ગોલોક, વૈકુંઠ લોકાદિની પ્રાપ્તિ થવી તથા ત્યાંના ભોગ ભોગવવા, ત્યા શ્રીવિષ્ણુ આદિનુ સામીપ્ય તથા સારૂપ્ય આદિ પ્રાપ્ત થઇ રહેવું તેનુ નામ મોક્ષ છે.

અદ્વૈત વેદાન્તપ્રમાણે ત્રિવિધ દુઃખની આત્યંતિકી નિવૃત્તિ-પૂર્વક પરમાનંદની પ્રતીતિરૂપ પ્રાપ્તિ તે મોક્ષ છે જીવ બ્રહ્મરૂપ જ છે છતાં ભ્રાન્તિથી ભિન્નરૂપે ભાસે છે. એ અવિચારરૂપ ભ્રાન્તિ દૂર થાય છે ત્યારે જીવ પોતાની બ્રહ્મરૂપતા અનુભવે છે અર્થાત્ બ્રહ્મનું સ્વરૂપ જે પરમાનંદ તેને પોતાને વિષે પ્રતીત કરે છે. એ સમયે અવિદ્યાવશાત્ પ્રત્યુપસ્થાપિત નામરૂપાત્મક જે સર્વ પ્રકારનાં દુઃખો તેનો પોતાનામા અભાવ થઈ રહે છે તેથી એ સર્વ દુઃખના આત્યંતિક અભાવપૂર્વક પરમાનંદની પ્રતીતિરૂપ પ્રાપ્તિ તે મોક્ષ છે

બૌદ્ધ સિદ્ધાન્તપ્રમાણે આલયવિજ્ઞાનનો ઉચ્છેદ થવો અને તેથી એ પ્રવાહ તથા તન્મૂલક પ્રવાહનો વિનાશ થવો અર્થાત્ એ આલયવિજ્ઞાનરૂપ આત્માનો ઉચ્છેદ થવો તે નિર્વાણ છે અર્થાત્ મોક્ષ છે

જૈન સિદ્ધાન્તપ્રમાણે બંધનથી મુક્ત શુકાદિનુ સ્વતંત્રપણે ઉર્ધ્વ આકાશમા ગમન થાય છે તેમ જીવના બંધનોનો ઉચ્છેદ થયે જીવનુ અલોકાકાશમાં સતત ઉર્ધ્વગમન થયા કરવુ તેનુ નામ મોક્ષ છે.

વૈષ્ણવમતમા પરિણામે જીવો શ્રીવિષ્ણુના દાસની સ્થિતિમાં રહે છે તેથી તેમની પરતંત્રતા જતી રહેતી નથી અને જ્યા પરત-ંત્રતા હોય છે ત્યા ન્યૂનાધિકઅંશે પણ દુઃખ હોય જ છે તેથી એ મતમા સંમત ગણેલા મોક્ષમા દુઃખનો અંત હોવો સંભવ નથી. તેથી એ મત ન સ્વીકારતા પાશુપત સિદ્ધાન્તને માનનારા એવુ માને છે કે મુક્ત પુરુષો પરતંત્ર રહેતા નથી પણ પારમૈશ્વર્ય સંપન્ન થઇ સ્વતંત્ર સ્થિત થાય છે અર્થાત્ પારમૈશ્વર્યની સંપત્તિપૂર્વક સ્વતંત્રતા એ મોક્ષનુ સ્વરૂપ છે

રસેશ્વર સિદ્ધાન્ત માનનાર એવુ કહે છે કે ઇતર સર્વ મતમાં મોક્ષ દેહપતન પછી મળે છે એવુ સ્વીકારવામાં આવે છે માટે એ મતોમાં વિશ્વાસ ન્યૂન રહે છે. મોક્ષ વર્તમાન જન્મમાં જ થવો જોઇએ અને તે માટે વર્તમાન જન્મ જ નિત્ય થઇ રહેવો જોઇએ અર્થાત્ શરીરને અજરામર અને નિરામય કરી સ્થાપવુ એ જ મોક્ષ છે. એ પ્રકારની સ્થિતિ રસ તથા રસાયનના વિધિપૂર્વક સેવનથી પ્રાપ્ત થાય છે. રસરાજ પારદ અને અભ્રક એ નામથી વિવક્ષિત કોઇ બે ગૂઢ તત્ત્વોના સંમેલનથી વિધિ પ્રમાણે તૈયાર કરાય છે. તેમાં પારદ શીવબીજ છે તથા અભ્રક છે તે શક્તિનું બીજ છે. તેથી એ

એના સમેલનથી તૈયાર થયેલા રસાયનના સેવનથી જે શરીર રચાય છે તે નિત્ય રહી શકે છે પ્રાકૃત શરીરો સામાન્ય પ્રથિવ્યાદિ ભૂતોથી રચાયેલા હોય છે તેથી તે નશ્વર છે આ કારણને લીધે જ વિવિધ મહાપુરુષો અજરામર છે, ચિરજીવી છે ઇત્યાદિ શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલુ છે. તેથી રસરાજના સેવનવડે દિવ્ય દેહની પ્રાપ્તિ કરી યોગાભ્યાસ કરવામાં આવે તો તેવડે સર્વ દુખની નિવૃત્તિ થઈ મોક્ષ સિદ્ધ થાય છે.

આ પ્રકારે ભિન્ન ભિન્ન શાસ્ત્રો તથા મતોમાં તેમના તેમના સિદ્ધાન્તને અનુસરીને મોક્ષનાં સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવેલાં છે. સર્વમાં સમસ્ત દુખની આત્યતિકી નિવૃત્તિ અનુગત સ્વરૂપે છે. તથા તે ઉપરાંત દેવલોકમાં ઐશ્વર્યની પ્રાપ્તિ, શરીરસંપત્તિની સિદ્ધિ આદિ છે. અદ્વૈત સિદ્ધાન્તમાં સમસ્ત દુખની આત્યતિકી નિવૃત્તિપૂર્વક પરમાનદની પ્રાપ્તિ એવુ મોક્ષનુ સ્વરૂપ સ્થાપન કર્યું છે તથા એ મોક્ષ તે બ્રહ્મરૂપતાની સિદ્ધિ અર્થાત્ પોતે બ્રહ્મરૂપ છે એ જ્ઞાનની સિદ્ધિરૂપ છે અને તેથી નિત્ય છે એ સિદ્ધ કર્યું છે. એ મોક્ષનું સ્વરૂપ એ દર્શને સ્વીકારેલા અનિર્વેદવાદને સ્પષ્ટ કરે છે તથા એ મોક્ષનુ સ્વરૂપ શ્રૌત છે, તથા સર્વોપરિ છે એ જણાવે છે

મોક્ષના સારૂપ્ય, સામીપ્ય આદિ ભેદોનું પૂર્વે વર્ણન થઇ ગયું છે. એ સબધમાં કૈવલ્યાદિ પદોનુ વ્યાખ્યાન જોવુ.

मौनादि सप्तक —મૌનને આદિ લઇ તે સાત મૌનાદિ સપ્તક છે. એ સપ્તકમા આ સાતનુ ગ્રહણ થાય છે, ૧() મૌન, (૨) યોગાસન, (૩) યોગ, (૪) તિતિક્ષા, (૫) એકાન્તશીલતા, (૬) નિસ્પૃહત્વ અને (૭) સમત્વ ત્યાં વાણીનો નિરોધ અથવા સયમ તે મૌન છે. સ્થૈર્ય અને સુખને ઉત્પન્ન કરનાર શારીર સ્થિતિ તથા મૃગચર્માદિ આસનના પદાર્થો તે યોગાસન છે. ચિત્તવૃત્તિનો નિરોધ તે યોગ છે. શીતોષ્ણતાદિ દ્વદ્વને સહન કરવાનુ સામર્થ્ય તે તિતિક્ષા છે. જનસંગથી રહિત રહેવાનો સ્વભાવ તે એકાન્તશીલપણુ છે વિષયની સ્પૃહાથી રહિતપણુ તે નિસ્પૃહતા છે. સર્વત્ર બ્રહ્મદર્શિપણું અથવા મિત્ર, અરિ અને ઉદાસીનને અપક્ષપાતે જોવાપણું તે સમત્વ અથવા સમતા છે. આ મૌનાદિનુ નિયમે કરીને અનુષ્ઠાન એકદણ્ડી માટે, યતિ માટે છે છતાં ઇતર આશ્રમી માટે તે તે આશ્રમના ધર્મકર્મથી અતિરિક્ત પ્રસગોમાં એને યથાશક્તિ પાલન કરવાનું રહે છે.

યમ —એ યોગનું પ્રથમ અંગ છે અને એમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચનું ગ્રહણ કરવામાં આવે છે. કોઈ કોઇ સ્થળે યમનુ દશ ભેદથી પ્રતિપાદન પણ આવે છે, છતાં પાતંજલસંમત ભેદ આ પાંચ છે. ત્યાં પ્રાણુવિયોગનો પ્રયોજક વ્યાપાર તે હિંસા છે, તેનાથી રહિત થવુ તે અહિંસા છે. અથવા તો મન, વાણી અને કર્મવડે અન્યકોઇપણ પ્રાણીનું અહિત કરવાથી રહિત થવુ તે અહિંસા છે. આ અહિંસાની સારી રીતે સિદ્ધિ થાય છે ત્યારે તે મહાપુરુષની સમક્ષમાં સ્વભાવથી વૈરી પ્રાણીઓ પણ વૈરત્યાગ પૂર્વક સ્થિત થઇ રહે છે.

વાણી અને મનનુ યથાર્થત્વ તે સત્ય છે. એટલે કે જેવુ મનમાં હોય તેવુ જ વાણીમાં વાંચવુ તે સત્ય છે અથવા તો જે વસ્તુને જે રૂપે થયેલી હોય, સાંભળેલી હોય, અનુભવેલી હોય અથવા અનુમાન કરેલી હોય તેનો તે જ પ્રકારે સામાને બોધ કરનાર, જેનો વિષય ભ્રાન્તિ અથવા અજ્ઞાનમિશ્રિત નથી પણ વસ્તુત. ખરો છે એવી, દૃષ્ટ વગેરે વસ્તુનો વિપરીત બોધ કરવાની ઇચ્છાથી જેનો પ્રયોગ કરવામાં આવ્યો નથી એવી, જે અપ્રસિદ્ધ શબ્દોથી મિશ્રિત નથી એવી, જે શ્રવણ કરનારનુ અથવા લોકનુ વાસ્તવ હિતે કરનારી છે અને જે શ્રવણ કરનારને તેથી દુઃખની ઉત્પત્તિ નહિ કરે તેવી છે તે વાણી સત્ય છે. એ પ્રકારની જ વાણી બોલવાનો સ્વભાવ થઈ રહેવો તે યમના અંગભૂત સત્ય છે.

અસ્તેય એટલે સ્તેયનો અભાવ અથવા નિવૃત્તિ. અન્યના મમત્વની મર્યાદામા ઉચિત રીતે ( ન્યાયથી ) સ્થપાયેલા પદાર્થને બળાત્કારથી, અથવા ગુપ્ત રીતે અર્થાત્ તેના સ્વામીની ઇચ્છા કે આજ્ઞા વિના ગ્રહણ કરવો તે સ્તેય છે અને એનાથી સદા બચવુ તે અસ્તેય છે

બ્રહ્મચર્ય એટલે આઠ અગવાળા મૈથુનથી રહિત રહેવુ તે વિશેષ માટે "મૈથુન" શબ્દ જોવો. ગૃહસ્થને માટે સ્વસ્ત્રીથી અતિરિક્ત સ્ત્રીથી આ રીતે બચવાનુ છે અને સ્ત્રીથી પણ શાસ્ત્રનિષિદ્ધ સમયાદિમા આ રીતે બચવાનુ છે.

જગત્ના વિષયોનુ ઉપાર્જન કરવામાં, રક્ષણ કરવામાં તથા તેમ કર્યા છતા તેમના થતા ક્ષયાદિમા દોષદર્શન કરવાથી જે, દેહ યાત્રાના નિર્વાહથી અતિરિક્ત ભોગ સાધનો છે તેમનો શાસ્ત્રવિધિ

પ્રમાણે પણ અનગીકાર કરવો તે અપરિગ્રહ છે; અથવા ભોગસાધન માત્રનો મમત્વ બુદ્ધિપૂર્વક અનગીકાર કરવો તે અપરિગ્રહ છે

આ પંચ યમ સર્વ નીતિ માત્રનો સગ્રહ કરે છે અને એનુ અનુષ્ઠાન જાતિ, દેશ તથા સમયના અવચ્છેદવિના કરવાનુ છે. એટલે કે સર્વ જાતિપ્રતિ, સર્વ દેશમા અને સર્વ સમયમાં એવુ પાલન કરવાનું છે એ પ્રકારે પાલન કરવામા આવે તો એ મહાવ્રત કહેવાય છે. એ રીતે પાલન કરવામાં આવતાં અહિંસાની પ્રતિષ્ઠા (સારી રીતે સિદ્ધિ ) થતાં સ્વભાવથી વૈરી પ્રાણીઓ પણ એ મહાપુરૂષના સનિધિમાં પોતાના સહજ વૈરને ત્યજી સ્થિત થાય છે. સત્યની પ્રતિષ્ઠા સિદ્ધ થતાં તે મહા પુરૂષની વાણી સિદ્ધ થઇ રહે છે એટલે કે તે જેવી વાણી ઉચ્ચરે છે તેવા વ્યતિકર જગતમાં થાય છે, અર્થાત્ વરદાન આપવા સમર્થ વાણી થઈ રહે છે. અસ્તેયની પ્રતિષ્ઠા સિદ્ધ થતા સર્વત્ર રહેલુ રત્નાદિ ધન તેની સત્તામા આવી રહે છે. બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા સિદ્ધ થતાં અપ્રતિહત જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિરૂપ વીર્યને પ્રાપ્ત થાય છે અપરિગ્રહની પ્રતિષ્ઠા સિદ્ધ થતાં પૂર્વજન્મોની હકીકત સ્પષ્ટ જણાઈ રહે છે.

આ પ્રકારના ફલો એ યમની સ્થિરતા થાય છે એટલે કે એની અબાધિત સિદ્ધિ થાય છે ત્યારે થાય છે એ યમનો બાધ કરનાર એનાથી વિરોધી સ્થિતિઓ છે. એ વિરોધી સ્થિતિ वितर्क કહેવાય છે. અહિંસાનો બાધ કરનાર નવ પ્રકારની हिंसा છે પોતે કરેલી હિંસા તે કૃત હિંસા છે, અન્ય દ્વારા કરાવેલી તે કારિત હિંસા છે, અન્યે સ્વેચ્છાથી હિંસા કરી અને તેનુ અનુમોદન આપવામાં આવે તો અનુમોદન આપનારે આ રીતે કરેલી હિંસા તે અનુમોદિત હિંસા છે. એ પ્રકારે આ ત્રણે પ્રકારની હિંસા લોભ, ક્રોધ અને મોહને લીધે કરવામાં આવે તો એ ત્રણ પ્રકારવાળી થાય છે અને પ્રકારાન્તરે એ મૃદુ, મધ્ય અને તીવ્ર એવા ત્રણ ભેદવાળી થાય છે. તેથી આ નવ પ્રકારની હિંસા થાય છે અને એ નવ પ્રકારને લીધે હિંસાના ૨૭ ભેદ થાય છે એ સર્વ પ્રકારની હિંસા અથવા એને કરવાનો વિચાર તે અહિંસાનો વિતર્ક છે. એ જ પ્રમાણે સત્ય આદિના અસત્ય, સ્તેય આદિ પ્રતિપક્ષ હોવાથી વિતર્કરૂપ છે. એ પ્રતિપક્ષવડે જ્યારે અહિંસા આદિનો બાધ થાય ત્યારે એ વિતર્કના જે પ્રતિપક્ષી—વિરોધી તેની ભાવના કરવામાં આવે છે. એ વિરોધી વિચાર તે આ

છે કે હિંસા, અસત્ય આદિ અનત પ્રકારે દુ ખને આપનાર છે, ઉચ્ચાભિલાષીને પોતાના આશયથી ભ્રષ્ટ કરનાર છે અને ઈપ્સિતની હાનિ કરનાર છે અર્થાત્ અનર્થરૂપ છે. એ પ્રતિપક્ષની ભાવના વારવાર કરવામા આવતાં વિતર્કો તિરોધાન થઇ રહે છે અને જ્યારે અહિસાદિ સ્થિર થયા કહેવાય છે અને તેમ થાય છે ત્યારે ઉપર જણાવ્યું તે તે ફળને પ્રકટાવનાર થઇ રહે છે. સક્ષેપમા એ જ કે એ ફળ પ્રકટ થાય ત્યારે જ અહિસાની પ્રતિષ્ઠા થયેલી સમજવી અને એ થતા સુધી એનુ સાવધાનતાથી અનુષ્ઠાન કરે જવુ

યુગપત્ સૃષ્ટિ—સૃષ્ટિ બે પ્રકારની મનાય છે—(૧) યુગપત્ સૃષ્ટિ અને (૨) ક્રમસૃષ્ટિ. એકી વખતે સૃષ્ટિ થાય છે એમ માનવુ તે યુગપત્ સૃષ્ટિનો સ્વીકાર છે અને એક પછી એક પદાર્થની ઉત્પત્તિ માનવી તે ક્રમસૃષ્ટિનો સ્વીકાર છે માતા પિતા આદિ પૂર્વ સિદ્ધરૂપે અને પુત્ર પુત્રીઆદિ પશ્ચાત્ સિદ્ધરૂપે સ્વપ્નદશામા પ્રતીત થાય છે છતા એ સર્વની સૃષ્ટિ સ્વપ્નમા સાથે જ થાય છે, એટલે કે પદાર્થની સૃષ્ટિ ક્રમિક પ્રતીત થાય છતા સ્વપ્નદશામા એની ઉત્પત્તિ યુગપત્ થાય છે. તે જ પ્રમાણે દૃષ્ટિસૃષ્ટિવાદ જેઓ સ્વીકારે છે તેમના મતમા દૃષ્ટિ સમયે જ સૃષ્ટિ થતી હોવાથી ક્રમિકરૂપે પ્રતીત થતા છતાં સર્વ પ્રતીત પદાર્થોની સૃષ્ટિ યુગપત્ થાય છે એમ સ્વીકારવામા આવ્યુ છે આનુ નામ યુગપતસૃષ્ટિવાદ છે. જેઓ સૃષ્ટિદૃષ્ટિવાદ સ્વીકારે છે એટલે કે એવુ માને છે કે પ્રથમ પદાર્થોની સૃષ્ટિ થાય છે અને પછી તેનુ જ્ઞાન થાય છે, પદાર્થોની દર્શન સમયે જ સૃષ્ટિ થતી નથી, તેમના મતમા પ્રતીત થતો ક્રમ વસ્તુત હોવાથી સૃષ્ટિ ક્રમિક માનવામા આવે છે આકાશ પ્રથમ, પછી વાયુ, પછી તેજસ્ ઇત્યાદિ ક્રમ પ્રમાણે જ પદાર્થોની સૃષ્ટિ થાય છે આમ માનવુ તે ક્રમિક સૃષ્ટિવાદ છે.

યોગાગ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિ એ આઠ યોગના અગ હોવાથી યોગાગ કહેવાય છે, અને એને લીધે યોગ અષ્ટાગ યોગ કહેવાય છે. ત્યાં યમ, નિયમ અને પ્રાણાયામનુ તે તે પ્રસગમાં પ્રતિપાદન કરાયુ છે, તેથી તે ત્યાં જોઈ લેવુ. જે સ્થૈર્ય તથા સુખને સાધે તેમ હોય તે આસન કહેવાય છે જેનાપર બેસવાથી શરીરની સ્થિરતા પ્રાપ્ત થઇ શકે અને શરીરને ઉદ્વેગ ન થાય તેવુ મૃગચર્માદિ આસન છે. તેમ જ

તેવી શરીરસ્થિતિ તે પણ આસન છે. મનનો અચચલ ભાવ સાધવો એ મુખ્ય પ્રયોજન છે. ત્યાં કઠિન, વાગે તેવો પદાર્થ લઈ તેનાપર બેસવામાં આવે તો તેથી શરીરને વારંવાર હલનચલન સ્વભાવથીજ થાય છે અને શરીરનુ હલનચલન થવાથી મનની ચચલતા પણ થાય છે તેથી તેવા પદાર્થોને આસન માટે ત્યાગ કરવા જરૂરના છે. તેમ જ સુતા સુતા ધ્યાનાદિનો પ્રયોગ કરવામાં આવે તો નિયમથી અભિભવ થવાનો સભવ આવે છે, ઉભાં રહી ધ્યાનાદિ કરવામાં આવે તો શરીરને ઉભુ રાખવામા રોકાયેલો મનની વૃત્તિ ધ્યેયપ્રતિ લાગી રહેતી નથી. તેથી બેસવાની સ્થિતિ આવશ્યક છે. તેમા પણ ગમે તેમ બેસવામાં આવે તો તેથી શારીર સ્થિરતા થતી નથી અને શરીરને આરામનુ ભાન થતુ નથી તેથી પણ, સ્વસ્તિક, સિદ્ધ, સિહ ઇત્યાદિ શારીર સ્થિતિને અનુભવથી એ અર્થ સાધનાર નક્કી કરી એવુ આસનમાં ગ્રહણ કરવામાં આવે છે. એવાં આસનો વિવિધ છે છતા ૮૪ મુખ્યપણે પ્રચલિત છે અને તેમાં પણ ચાર પ્રધાનપદ ભોગવે છે

મન અને પ્રાણ એ બેનો નિકટનો સબધ છે, અને મનચલાયમાન થાય છે ત્યારે પ્રાણ ચલાયમાન થાય છે, અને પ્રાણ ચલાયમાન થાય છે ત્યારે મન ચલાયમાન થાય છે, તેથી પ્રાણાયામની સિદ્ધિથી પ્રાણને સ્થિર અથવા અસયમ કરવામાં આવે છે અને તેમ થતા પ્રાણદ્વારા મનનુ ચાચલ્ય મટાડવામા આવે છે એમ થયા છતા પણ ઇન્દ્રિય પોતપોતાના વિષયો· પ્રતિ બલાત્કારથી દોડી જાય છે અને તેમ છતા એ ઇન્દ્રિયો મનની વૃત્તિને પોતાની સાથે આકર્ષી જાય છે તેમ ન થાય તે માટે પ્રત્યાહારની સાધના કરવામાં આવે છે સયમસમયે ઇન્દ્રિયો મનને અનુકૂળ થઇ રહે, મન તેનું ચિંતન કરે તેમાં જ ઇન્દ્રિયો જોડાયેલી રહે, મન જેમા લગાડવામા આવે તેમાં જ ઇન્દ્રિયોની વૃત્તિ બહારથી આકર્ષાઇ આવી લાગેલી રહે અને તેથી વિરોધી પ્રવૃત્તિ નહિ કરે તેનુ નામ प्रत्याहार છે.

પ્રકારાન્તરે કહીએ તો ઇન્દ્રિયોને તે તે બાહ્ય વિષયથી આકર્ષી લેવી તેનું નામ પ્રત્યાહાર છે.

પ્રાણાયામ તથા પ્રત્યાહારની સિદ્ધિ થવા પછી સયમ ઘણી સરલતાથી થઈ શકે છે. સંયમ એટલે ધારણા, ધ્યાન અને અગભૂત સમાધિ. ત્યાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ,

આત્મા એ ષટ્ ચક્રમાં, અથવા શરીરસ્થ પૃથિવી તત્ત્વાદિ સ્થાનમાં, અથવા હૃદપદ્મમાં અથવા પરમાત્મામાં અથવા પરમાત્માના પ્રતીકરૂપ મન આદિ કોઈ આંતર વ્યકિતમાં અથવા શ્રીશંકર, શ્રીવિષ્ણુ આદિની પ્રતિમારૂપ બાહ્ય વ્યકિતમાં કોઈ પણ ધ્યેય વસ્તુમાં ચિત્તને ધારણ કરવુ—સ્થાપન કરવુ તેનું નામ धारणा છે.

જે વ્યક્તિમાં ચિત્તનુ આધાન કર્યું હોય તે વિષયમાં વચ્ચે વચ્ચે વિજાતીય વૃત્તિના અનીકાયવાળો સજાતીય વૃત્તિનો પ્રવાહ—પ્રત્યયૈકતાનતા—તે ધ્યાન છે. જ્યારે કોઇ પણ પદાર્થને-દષ્ટાન્ત રૂપે પુસ્તકને—જોવામાં આવે છે અથવા કોઇ વ્યક્તિને ચિત્તવડે ધારવામાં આવે છે ત્યારે તે પદાર્થાકાર વૃત્તિ થાય છે. એનુ નામ ચિત્તવૃત્તિ અથવા પ્રત્યય છે વૃત્તિ અથવા પ્રત્યયનો સ્વભાવ એવો છે કે એ ચિરસ્થાયી નથી, પણ ત્રણ ક્ષણમા નષ્ટ થઈ જાય છે, શમી જાય છે. તેથી એ પુસ્તકાદિ પદાર્થ સમીપ હોય છે તો પુન એ જ પદાર્થાકાર બીજી વૃત્તિ ઉઠે છે, વળી પુન તૃતીય વૃત્તિ, પુન ચતુર્થ વૃત્તિ ઇત્યાદિ. તેથી પ્રથમ દ્વિતીય, તૃતીય, ચતુર્થાદિ વૃત્તિ અથવા પ્રત્યયનો પ્રવાહ ચાલે છે એ સર્વ વૃત્તિઓ અથવા પ્રત્યયો પુસ્તકાકાર—એક પદાર્થાકાર હોય છે તો એ સજાતીય કહેવાય છે. આ ક્ષણે પુસ્તકાકાર વૃત્તિ થાય, થોડી ક્ષણ પછી ચિત્રાકાર વૃત્તિ થાય, વળી થોડી ક્ષણ પછી ચદ્રાકાર વૃત્તિ થાય છે, પુન પુસ્તકાકાર થાય વગેરે તો એ વૃત્તિઓ સજાતીય નથી, એક જાતીય પદાર્થને વિષય કરનારી નથી, તેથી અહિ સજાતીય વૃત્તિનો પ્રવાહ નથી, અહિં પ્રત્યયની એકતાનતા નથી. ધ્યાનનો અર્થ એ છે કે જે વિષયને ધ્યેય લેવામા આવે છે તેના વિષય કે વૃત્તિઓનો પ્રત્યયોનો પ્રવાહ ચાલવો એ પ્રવાહ ધ્યાનદશામા ઘણો દીર્ઘસમય ચાલતો નથી, પણ સાધક આરભક દશામા હોવાથી થોડો સમય એ પ્રવાહ ચાલે છે અને પછી વૃત્તિને વિષયપ્રતિથી છટકી અન્ય વિષયાકાર થઈ રહે છે પુન સાવધાન થઈ સાધક એ ઇતર વિષયને વૃત્તિમાંથી કાઢી નાંખે છે અને વૃતિને મૂળ ધ્યેય વિષયાકાર કરી દે છે. આમ વચ્ચે વચ્ચે વિજાતીય પ્રવાહથી વિચ્છિન્ન થતો સજાતીય વૃત્તિઓનો પ્રવાહ તે ધ્યાન છે. એ ધ્યાનના સગુણ અને નિર્ગુણ એટલે ગુણોના આરોપણપૂર્વક અને ગુણોના નિવારણપૂર્વક એવા બે ભેદ પાડવામાં આવે છે પુન સાકાર અને નિરાકાર એવા પ્રત્યેકના બે બે ભેદ પાડવામાં આવે છે. પ્રકારાન્તરે અહંગ્રહપૂર્વક અને તદભિ-

ન્ન એવા બે ભેદ પણ પાડવામાં આવે છે એનું પ્રતિપાદન તે તે આકર ગ્રંથોમાં સ્પષ્ટ છે.

અભ્યાસના પાટવને લીધે જ્યારે આ વચ્ચે વચ્ચે થતો વિચ્છેદ જતો રહે છે અને સજાતીય વૃત્તિનો પ્રવાહ અખંડિત દીર્ઘ સમય સુધી ચાલ્યા કરે છે ત્યારે એ અખંડિત પ્રવાહને સમાધિ કહેવાય છે ધ્યાન અને સમાધિમાં આ વિચ્છેદનો સદ્‌ભાવ અને વિચ્છેદનો અભાવ એ જ વિશેષ છે. સમાધિની પૂર્વાવસ્થા તે ધ્યાન છે અને ધ્યાનની ઉત્તરાવસ્થા તે સમાધિ છે

આ સમાધિ તે યોગના અંગભૂત સમાધિ છે યોગ પણ સમાધિધિરાજ છે, પણ એ સમાધિ તે અંગીભૂત સમાધિ છે અંગીભૂત સમાધિ અને અંગભૂત સમાધિમાં વિશેષ આ છે અંગભૂત સમાધિમા વિચ્છેદરહિતપણે ધ્યેયવિષયક સજાતીય વૃત્તિનો પ્રવાહ ચાલે છે છતાં ધ્યેય વિષય તે ધ્યેયરૂપેજ રહે છે. જ્યારે એ પ્રકારની સ્થિતિ દઢપણે પ્રાપ્ત થાય છે ત્યારે ધ્યેયગત અશેષવિશેષનો સાક્ષાત્કાર થાય છે, ધ્યેય વસ્તુ ધ્યેય મટી જઇ જ્ઞેય થઇ રહે છે, એ પ્રકારનો સાક્ષાત્કાર થવો તે અંગીભૂત સમાધિ અથવા યોગ સંપ્રજ્ઞાત યોગ છે

આ પ્રમાણે યમથી આરંભી અંગભૂત સમાધિ સુધીના આઠ અંગો યોગાંગ કહેવાય છે કેમકે એ સર્વની સિદ્ધિ થાય છે ત્યારેજ યોગની પરિણામી સ્થિતિ જે ધ્યેય માત્રને જ્ઞેય કરવુ તે સિદ્ધ થાય છે.

રંધ્ર—શરીરના કોઇ સ્થળે નવરંધ્ર કહેવામાં આવેલાં છે. કોઈ સ્થળે દશ કહેવામા આવેલાં છે અને કોઇ સ્થળે અગીઆર ગણવામા આવેલા છે. ત્યા બે ચક્ષુ , બે શ્રોત્ર, બે નાસિકા છિદ્ર અને મુખ એ સાતને શીર્ષણ્ય પ્રાણ કહેવામા આવે છે એ સાત છિદ્રો તથા શિશ્નરંધ્ર અને પાયુરંધ્ર એ બે મળી નવ રંધ્ર મનાય છે, એમાં બ્રહ્મરંધ્ર ઉમેરી દશ રંધ્ર કહેવાય છે અને એ દશમાં નાભિરંધ્રને ઉમેરી પ્રસંગે અગીઆર રંધ્ર ગણવામાં આવે છે.

લક્ષણ —જે પદાર્થનુ લક્ષણ કરવાનુ હોય છે તે લક્ષ્ય કહેવાય છે ઘટનુ લક્ષણ કરવાનુ હોય તો ઘટમાત્ર જગતમા જે જે ઘટ છે, જે હતા તથા જે થાય તે સર્વ ઘટ લક્ષ્ય કહેવાય છે અને એ પ્રત્યેકપર લક્ષ્યતા ધર્મ રહ્યો છે એ ઘટ માત્ર તો અસાધારણ ધર્મ તે લક્ષણ છે એ ઘટ માત્ર તે સજાતીય તથા વિજાતીય પદાર્થ માત્રથી વ્યાવૃત્ત કરનાર ધર્મ તે લક્ષણ કહેવાય છે.

ઘટ એ પાર્થિવ પદાર્થ છે તે ઇતર સર્વ પાર્થિવ પદાર્થ એના સજાતીય છે અને હિમ, કરક આદિ આપ્ય પદાર્થો વગેરે ભિન્ન જાતિના પદાર્થો તે વિજાતીય પદાર્થ છે એ ઉભયથી ઘટ માત્રને વ્યાવૃત્ત કરનાર ઘટમાત્રનિષ્ઠને ધર્મ તે સજાતીય વિજાતીયથી વ્યાવૃત્ત કરનાર ધર્મ છે, ઘટ માત્રનો અસાધારણ ધર્મ છે અને તેથી જે ઘટનું લક્ષણ છે પાર્થિવ પદાર્થ હોઇને કમ્બુ ગ્રીવાદિ આકૃતિવાળાપણુ એવો ધર્મ છે. એ ધર્મ ઘટને પાષાણુ, કોડીઆ આદિ સજાતીય પદાર્થ માત્રથી વ્યાવૃત્ત કરે છે અને હિમકરકાદિ વિજાતીય પદાર્થોથી પણ વ્યાવૃત્ત કરે છે અને તેથી અસાધારણ ધર્મ છે.

અન્યરૂપે કહીએ તો લક્ષ્યતાના અવચ્છેદની સાથે જે સમનિયત હોય તે અસાધારણ ધર્મ છે અર્થાત્ લક્ષણ છે. ઘટ માત્રપર લક્ષ્યતા રહી છે, ઘટમાત્ર લક્ષ્ય છે, એ લક્ષ્યતાનુ અવચ્છેદક ઘટત્વ છે એ ઘટત્વની સાથે જે સમાન વ્યાપ્તિવાળો હોય તે એનો સમનિયત છે જયા જયાં ઘટત્વ છે ત્યા ત્યા ધર્મ છે, જયા જયાં ધર્મ છે ત્યા ત્યાં ઘટત્વ છે એમ જેને માટે કહેવાય તે ઘટત્વની સાથે સમવ્યાપ્તિવાળો છે પાર્થિવ હોઇને કમ્બુગ્રીવાદિ આકૃતિ એ એવો ધર્મ છે. જયા જયાં ઘટત્વ છે ત્યા ત્યા પાર્થિવ હોઇને કમ્બુગ્રીવાદિ આકૃતિ હોય છે અને જયા જયા નિરૂપિત આકૃતિ હોય છે ત્યા ત્યાં સર્વત્ર ઘટત્વ છે. તેથી આ ધર્મ લક્ષ્યતાના અવચ્છેદની સાથે સમનિયત હોવાથી એ ઘટનો અસાધારણ ધર્મ છે અને તેથી ઘટનુ લક્ષણ છે.

આ જ પ્રમાણે અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્ય એ પ્રમાતાનું લક્ષણ છે. પ્રમાતા લક્ષ્ય છે, પ્રમાતા માત્રપર લક્ષ્યતા રહી છે, એનુ અવચ્છેદક પ્રમાતૃત્વ છે જયાં જયા પ્રમાતૃત્વ છે ત્યાં ત્યાં સર્વત્ર અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્યત્વ છે અને જયા જયાં અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્યત્વ છે ત્યા ત્યા સર્વત્ર પ્રમાતૃત્વ છે. તેથી અંતઃકરણાવચ્છિન્ન ચૈતન્યત્વ એ ધર્મપ્રમાતાનો લક્ષ્યતાવચ્છેદક જે પ્રમાતૃત્વ તેની સાથે સમવ્યાપ્તિક છે અને તેથી સમનિયત છે તેથી એ એનો અસાધારણ ધર્મ છે અને તેથી પ્રમાતાના લક્ષણરૂપ છે.

કોઈ પણ ધર્મ આ પ્રકારે લક્ષણરૂપ કયારે થઇ શકે છે કે જયારે એ લક્ષ્યમાં હોય છે. લક્ષ્ય માત્રમાં હોય છે અને લક્ષ્યથી ભિન્ન તે અલક્ષ્ય તેમાં કોઇમાં રહેતો નથી આમાંથી કોઇ પણ સરતની ન્યૂનતા હોય છે તો તે ધર્મ લક્ષણરૂપ થઇ શકતો નથી, તેથી

લક્ષણના શાસ્ત્રમાં ત્રણ દોષ સ્વીકારવામા આવે છે. તે દોષ આ છે; (૧) અસંભવ (૨) અવ્યાપ્તિ અને (૩) અતિવ્યાપ્તિ જે ધર્મ લક્ષ્યના કોઈ પણ ભાગમાં—કોઇ પણ લક્ષ્ય વ્યક્તિમાં રહેતો નથી તે ધર્મનો એ દોષ અસંભવ દોષ ગણાય છે. ચાર પગવાળો હોય તે મનુષ્ય એવુ મનુષ્યનુ લક્ષણ આપે તે અથવા બે પગવાળુ કે એક ખરી વાળું હોય તે ગાય એવુ ગાયનુ લક્ષણ આપે તો એ બને લક્ષણમાં અસંભવ દોષ છે, કારણ કે મનુષ્યમાત્રમાંથી કોઇ પણ મનુષ્યને ચાર પગ હોતા નથી અને ગાયમાત્રમાથી કોઇ પણ ગોવ્યક્તિને એક ખરી હોતી નથી

લક્ષણરૂપે આપવામા આવેલો ધર્મ લક્ષ્યના એક ભાગમા રહે અને અન્ય ભાગમાં નહિ રહે તો એ તેનો દોષ અવ્યાપ્તિ કહેવાય છે. વિદ્વાન્ હોય તે મનુષ્ય, કપિલ વર્ણની હોય તે ગાય એવા લક્ષણો આ દોષવાળા છે. કારણ કે કેટલાક મનુષ્યો વિદ્વાન્ છે અને કેટલાક મનુષ્ય છતા વિદ્વાન્ નથી, કેટલીક ગાય કપિલ વર્ણની છે અને ઇતર કેટલીક ગાય છતાં શ્વેત, કર્બુર આદિ વર્ણની છે અર્થાત્ કપિલ વર્ણની નથી તેથી આ ધર્મો તે તે લક્ષ્યની કેટલીક વ્યક્તિમાં રહેલા છે અને કેટલીક વ્યક્તિમાં રહેલા નથી તેથી લક્ષ્યમાત્રને વ્યાપી રહેલા નથી.

લક્ષ્યમાં રહેવા ઉપરાત જે અલક્ષ્યમા પણ રહે તેવો ધર્મ હોય તો એ ધર્મનો આ દોષ અતિવ્યાપ્તિ કહેવાય છે. વિદ્વાન્ હોય તે મનુષ્ય એવુ લક્ષણ કરવામા વિદ્વત્તારૂપ ધર્મ મનુષ્યમા રહેવાની સાથે અમનુષ્યરૂપ દેવાદિમા પણ રહેલો છ. કમ્બુગ્રીવાદિ આકૃતિ એ ઘટનુ લક્ષણ કરવામાં આવે તો કાગળની એવી આકૃતિ બનાવેલી હોય અથવા બરફની એવી આકૃતિ બનાવેલી હોય તો તે આકૃતિવાળા પદાર્થો ઘટ નથી તેથી અલક્ષ્ય છે છતા એ ધર્મ તેમા રહેલો છે પ્રાણી હોય તે મનુષ્ય એવુ મનુષ્યનુ લક્ષણ કરવામા આવે તો પ્રાણિત્વરૂપ ધર્મ મનુષ્યમાં રહ્યા ઉપરાત અલક્ષ્ય જે અમનુષ્ય—મનુષ્યભિન્ન વ્યક્તિ—તેમાં પણ રહેલો છે કારણ કે ગો, અશ્વ આદિ સર્વ પ્રાણસંપન્ન હોવાથી પ્રાણી છે.

આ પ્રકારના દોષોમાંથી કોઇ પણ દોષ જે ધર્મમાં છે તે ધર્મ પોતાના લક્ષ્યને સજાતીય વિજાતીય પદાર્થથી વ્યાવૃત્ત કરી શકતો નથી અને તેથી લક્ષણરૂપ નથી અહિ આપેલાં ઉદાહરણો તેને

સ્વરૂપ સમજાવવા માટે આપ્યાં છે અને તેથી કોઇને શંકા થશે કે આવી ભૂલોવાળું તે કોઇ લક્ષણ આપતુ હશે પણ જ્યારે શાસ્ત્રીય ચર્ચા થાય છે અથવા વાદવિવાદ થાય છે ત્યારે વિદ્વાન્ મનુષ્યો પણ આવા દોષવાળાં લક્ષણો આપે છે એ તે તે આ કર ગ્રંથ જોવાથી સ્પષ્ટ થશે.

લોક —સુખ દુ:ખની અમુક મર્યાદા છે એવુ શરીરીઓને વસવાનુ સ્થાન તે લોક છે એ લોક પ્રસગે ત્રણ લોક કહેવાય છે. ત્યાં ત્રણવડે સ્વર્ગ, મૃત્યુ અને પાતાલનુ ગ્રહણ કરાય છે આ પૌરાણિક લોકત્રય છે. પૃથિવી, અતરિક્ષ અને દ્યુલોક એ વેદની લોકત્રયી છે. પ્રસગે ભૂલોક ભૂવર્લોક, સ્વરલોક તથા ચાર પ્રકારનો બ્રહ્મલોક ( મહર્, તપસ્, જન અને સત્ય ) એમ સાત લોક કહેવાય છે અહિ ભૂલોકમાજ પાતાલનો સમાવેશ કર્યો છે. પ્રસગે આ સાતમા સપ્ત પાતાલ ઉમેરી અથવા પૃથક્ ગણી ચતુર્દશ લોક ગણવામા આવે છે.

વર્ણ —વિવિધ પ્રાણીઓનુ ચાર વર્ગમાં શાસ્ત્રે વર્ગીકરણ કર્યું છે અને તેને વર્ણ કહે છે. વર્ણ શબ્દ રગ વાચક છે અને વર્ણની ઉત્પત્તિ તપાસતા એ અર્થ વિભાગ હેતુ પ્રથમ થયો હશે તેમ અનુમાન કરવા સબળ કારણ રહે છે. વિવિધ મનુષ્યોના પ્રથમ ભેદ વેદમા આર્ય અને અનાર્ય છે ત્યાં આર્ય ગૌરવર્ણના હતા અને અનાર્યપ્રજા કૃષ્ણવર્ણની હતી. તેથી આ બે ભેદ રગરૂપ અર્થ વર્ણનો લઇ પ્રવૃત્ત થયા છે. શાસ્ત્રીય ભેદમા આ પ્રકારનો વર્ણ નિયામક નથી પણ ગુણકમ અને જાતિ એને અવલબીને ચતુર્વર્ગમા વર્ગીકરણ કરાયુ છે. એ ચાર વર્ણ તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર છે. ત્યા ગુણશબ્દવડે સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણનુ અને એ ત્રણના કાર્યરૂપ શાન્તિ, દયા, શૌર્ય, ઇત્યાદિનુ ગ્રહણ થાય છે. કર્મમા લૌકિક કર્મ તથા વૈદિક કર્મ એ ઉભયનુ ગ્રહણ થાય છે. અને જાતિ એટલે માતાપિતાની જાતિ એવો અર્થ વિવક્ષિત છે. ત્યા જેનામાં સત્ત્વગુણ પ્રધાન છે, તેનાથી રજોગુણ ગૌણ છે અને તેનાથી તમોગુણ ગૌણ છે તે ગુણવશાત્ બ્રાહ્મણ છે. જેનામાં રજોગુણ પ્રધાન છે, તેથી સત્ત્વ ગૌણ છે અને તેથી તમસ્ ગૌણ છે એ ગુણવશાત્ ક્ષત્રિય છે. જેમાં રજોગુણની પ્રધાનતા છે તેથી તમસ્ ગૌણ છે અને તેથી સત્ત્વ ગૌણ છે તે ગુણવશાત્ વૈશ્ય છે.

અને જેનામાં તમોગુણની પ્રધાનતા છે, તેથી રજોગુણ તથા સત્ત્વગુણ ગૌણ છે તે ગુણવશાત્ શૂદ્ર છે.

જે બ્રાહ્મણ પ્રજામાટે વિહિત વૈદિક તથા સ્માર્ત કર્મોને કરનાર છે તથા જે ઉપરના ગુણને અનુસરીને લૌકિક કર્મોને કરનાર છે તે કર્મવશાત્ બ્રાહ્મણ છે. આ જ પ્રમાણે તે તે વ્યક્તિ કર્મવશાત્ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ગણાય છે

જે બ્રાહ્મણ માતાપિતાની પ્રજા છે તે જાતિવશાત્ બ્રાહ્મણ છે, જે ક્ષત્રિય માતાપિતાની પ્રજા છે તે જાતિવશાત્ ક્ષત્રિય છે, જે વૈશ્ય માતાપિતાની પ્રજા છે તે જાતિવશાત્ વૈશ્ય છે અને જે શૂદ્ર માતાપિનાની પ્રજા છે તે જાતિવશાત્ શૂદ્ર છે.

આ પ્રમાણે એક તરફથી ગુણકર્મવશાત્ બ્રાહ્મણાદિ થાય છે અને એક તરફથી જાતિવશાત્ બ્રાહ્મણાદિ થાય છે. તે બેમા ગુણકર્મો અનિત્ય છે અને જાતિ નિત્ય છે, વિનયનથી મળેલા સંસ્કારો જતા રહેવાનો ઘણો સંભવ છે અને ગર્ભથી પ્રાપ્ત થયેલા સંસ્કારો અંત સુધી ત્યજતા નથી. વળી ઉપાર્જિત ગુણોની સંક્રાન્તિ ક્વચિત જ થાય છે ત્યારે જન્મપ્રાપ્ત સંસ્કારોની જ પ્રાયશ પ્રજામાં સંક્રાન્તિ થાય છે આ આદિ હેતુઓને લઇને જાતિપ્રયુક્તભેદની પ્રધાનતા શાસ્ત્ર સ્થાપે છે એટલે કે જન્મથી જે બ્રાહ્મણત્વ પ્રાપ્ત થયુજ તે ગુણ તથા લૌકિક કર્મોથી પ્રાપ્ત થતા બ્રાહ્મણત્વથી પ્રધાન છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે બૌદ્ધધર્મ જાતિભેદને નિકંદન કરવાનો આશય રાખે છે અને તેથી એ ધર્મના સિદ્ધાન્તમાં, આથી વિપરીત મત સ્થાપન કર્યું છે, પણ વૈદિક પ્રજા એનો સ્વીકાર કરતી નથી

વાસ્તવ બ્રાહ્મણ તો તે જ છે કે જે ગુણકર્મથી અને જાતિથી એમ ઉભયથી બ્રાહ્મણત્વને પામેલો છે. આ જ પ્રમાણે એ ઉભયથી જે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર છે તે જ વાસ્તવે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર છે. કેટલેક સ્થળે જાતિથી એક વર્ણ જણાય છે, અને તેના ગુણકર્મ બીજા પ્રકારના હોય છે. આવી પ્રજાનો સંગ્રહ કરવા તથા વિશેષ પ્રતિ પાદન કરવા શાસ્ત્રમાં ૧૬ વર્ણોનું પ્રતિપાદન કરવામાં આવે છે. એ વિભાગ આ પ્રમાણે છેઃ—

(૧) બ્રાહ્મણ બ્રાહ્મણ, (૨) ક્ષત્રિય બ્રાહ્મણ, (૩) વૈશ્યબ્રાહ્મણ અને (૪) શૂદ્ર બ્રાહ્મણ, (૫) બ્રાહ્મણ ક્ષત્રિય, (૬) ક્ષત્રિય ક્ષત્રિય,

(૭) વૈશ્ય, ક્ષત્રિય અને (૮) શૂદ્ર ક્ષત્રિય, (૯) બ્રાહ્મણ, વૈશ્ય (૧૦) ક્ષત્રિય, વૈશ્ય, (૧૧) વૈશ્ય વૈશ્ય અને (૧૨) શૂદ્ર વૈશ્ય, (૧૩) બ્રાહ્મણ, શૂદ્ર (૧૪) ક્ષત્રિય શૂદ્ર (૧૫) વૈશ્ય શૂદ્ર અને (૧૭) શૂદ્ર શૂદ્ર ત્યાં ગુણકર્મથી તથા જાતિથી એમ ઉભયથી બ્રાહ્મણ છે તે બ્રાહ્મણ બ્રાહ્મણ છે. જે ગુણકર્મથી ક્ષત્રિય છે અને જાતિથી બ્રાહ્મણ છે તે ક્ષત્રિય બ્રાહ્મણ છે, જે ગુણકર્મથી વૈશ્ય છે અને જાતિથી બ્રાહ્મણ છે તે વૈશ્ય બ્રાહ્મણ છે અને ગુણકર્મથી શૂદ્ર છે અને જાતિથી બ્રાહ્મણ છે તે શૂદ્ર બ્રાહ્મણ છે. આ જ પ્રમાણે ઇતર બાર વિભાગોનાં સ્વરૂપ સમજવાનાં છે.

અહિં જાતિથી બ્રાહ્મણ આદિ લીધા છે તેનો અર્થ એ છે કે જેનાં માતાપિતા શુદ્ધ બ્રાહ્મણ છે જેના માતાપિતા શુદ્ધ બ્રાહ્મણ નથી તે જાતિથી બ્રાહ્મણ ન ગણાતાં સંકર પ્રજામાજ ગણાય છે, અને તેથી તેની આ ચાર વિભાગમાં અથવા સોળ વિભાગમાં ગણના નથી

આ પ્રમાણેના મુખ્ય ચાર વર્ણો હોવાથી વર્ણચતુષ્ટમય શાસ્ત્રમા વર્ણવવામા આવે છે, એ ચાર વર્ણો અત્ર મનુષ્યના પ્રતિપાદન કર્યા છે અને તે મુખ્યપણે સાચુ છે પણ એ ચાર ભેદ મનુષ્યથી ઇતર સ્થળે પણ શાસ્ત્રે લગાડેલા છે. વનસ્પતિઓ, પશુઓ, પક્ષીઓ તથા દેવો અને રાક્ષસ તથા અસુરો આદિમા સર્વત્ર આ ચાર ભેદ છે ત્યાં જેમા સત્ત્વની પ્રધાનતા છે, રજોગુણની ગૌણતા છે અને તમોગુણની તેથી ગૌણતા છે તે બ્રાહ્મણ વનસ્પતિ, બ્રાહ્મણ પશુ, બ્રાહ્મણ પક્ષી, બ્રાહ્મણ દેવઆદિ લેખાય છે. તાત્પર્ય કે ગુણવશાત્ જેમ માનુષ પ્રજાનો વિભાગ કરાય છે તે જ નિયમથી ઇતર સર્વ પદાર્થોનો આ ચારમાં વિભાગ કરવામાં આવે છે. આમ એવાથી જ અશ્વત્થવૃક્ષ, ગોઆદિ પશુ બ્રાહ્મણ વર્ગીય હોવાથી પૂજ્ય ગણવામાં આવે છે અને કેટલાક પદાર્થો ગાજર, કાદા આદિ ભક્ષણમાટે નિષિદ્ધ કરવામાં આવે છે. ગુણપ્રયુક્ત વિભાગ આપ્યા હોવાથી એને અવલબી સર્વત્ર આ ચાર વિભેદ પાડવામાં આવે છે. એમા પણ ઉપર કહ્યા પ્રમાણે ૧૬ વિભાગ પણ થઇ શકે છે.

આ શિવાય નાનાવિધ વર્ણો અનુલોમ તથા પ્રતિલોમ ભેદથી ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણ માતા અને ક્ષત્રિયાદિ પિતાથી ઉત્પન્ન થયેલી સંકર ( મિશ્રિત ) પ્રજા તે પ્રતિલોમ પ્રજા છે અને બ્રાહ્મણ

પિતા અને ક્ષત્રિયાદિ માતાથી ઉત્પન્ન થયેલી અનુલોમ પ્રજા છે. પિતા ઉચ્ચવર્ણનો હોય અને માતા નિકૃષ્ટ વર્ણની હોય તેમની પ્રજા અનુલોમ પ્રજા ગણાય છે અને માતા ઉચ્ચ વર્ણની અને પિતા નિકૃષ્ટ વર્ણનો હોય તેમની પ્રજા પ્રતિલોમ પ્રજા ગણાય છે, પુનઃ આવી અનુલોમજ પ્રજા તથા પ્રતિલોમજ પ્રજાના સમેલનથી વિશેષ સંકીર્ણ પ્રજા ઉત્પન્ન થાય છે અર્થાત્ ભિન્ન ભિન્ન વર્ણની પ્રજા ઉત્પન્ન થાય છે આ પ્રકારના વર્ણના વિભાગો અનંત થઇ શકે છે અને તેમાના કેટલાક પ્રસંગવશાત્ તે તે શાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યા છે. મુખ્ય વિભાગ તે ઉપર જણાવ્યુ તેમ ચાર વિભાગ અથવા ૧૬ વિભાગોજ છે અને ઇતર વિભાગો તે સંકરણવશાત્ ઉત્પન્ન થયેલા વિભાગ છે.

वाक्यार्थ —વાકયનો અર્થ તે વાકયાર્થ કહેવાય છે, પદોનો સમૂહ તે વાકય છે પણ ગમે તેવા પદોનો સમૂહ વાકય થતો નથી. અશ્વ પુરુષ હસ્તી એ ત્રણ પદોનો સમૂહ છે પણ તેથી વાકય થતું નથી. શામાટે કે એ પદોને પરસ્પરની આકાંક્ષા નથી. આ વગેરે વિચારથી आकांक्षा, योग्यता અને आसत्ति એ ત્રણને વાકય થવાનાં, વાકયાર્થ પૂર્ણપણે થવામાં હેતુરૂપે માનવામાં આવે છે. ત્યાં આકાંક્ષા એટલે ઇચ્છા, ઇચ્છા ચેતન ધર્મ છે તેથી પદોમા હોઇ શકતો નથી, પણ પરંપરાથી એ પદનિષ્ઠ થઇ શકે છે. એક પદનું શ્રવણ થતાં અથવા એક પદના અર્થનુ જ્ઞાન થતાં તેવડે અન્યપદના શ્રવણની અથવા અન્યપદના અર્થના જ્ઞાનની ઇચ્છા શ્રોતાના મનમાં ઉપજે છે તો તે બને પદાર્થોની અથવા બને પદોની પરસ્પરમાં આકાંક્ષા કહેવાય છે અહિ આકાંક્ષાજનક હોવાથી પદાર્થો આકાંક્ષાવાળા કહેવાય છે અને પદો પદાર્થદ્વારા આકાંક્ષાજનક છે તેથી પદોની પણ આકાંક્ષા કહેવાય છે આથી આકાક્ષાની એવી વ્યાખ્યા આપવામાં આવે છે કે જે પદવિના જે પદ અન્વયબોધજનક થતુ નથી તે પદની તે પદસાથે આકાંક્ષા છે, અર્થાત્ તે પદનો તે પદસાથે પ્રયોગ કરવો જોઇએ. દ્વારને એવા પદનો ઉચ્ચાર કર્યો તો એ પદની દ્વિતીયા કર્મત્વનો બોધ કરે છે અને કર્મ ક્રિયાની આકાંક્ષા રાખે છે. તેથી એ પદને ક્રિયાપદસાથે અને તે પણ સકર્મક ક્રિયાપદસાથે આકાંક્ષા છે કેમકે ત્યાર વિના એ પદ અન્વય બોધજનક થઇ શકે તેમ નથી તેથી ' બંધ કરો ' એવાં પદો સાથે " દ્વારને " એ પદને આકાંક્ષા છે. ' હસ્તી, અશ્વ ' ઇત્યાદિ પ્રથમાન્ત પદો છે,

તેથી એકને બીજાની આકાંક્ષા નથી અને તેથી એવાં પદોનો સમભિવ્યાહાર ( સાથે પ્રયોગ ) કરવાથી વાક્ય થતું નથી.

જે પદના અર્થને–પદાર્થને–બીજા પદાર્થસાથે સમીચીનપણું હોય અર્થાત જે પદાર્થોવડે વાકયાર્થનો અબાધ થાય તે પદાર્થોની પરસ્પર યોગ્યતા છે અને એ પદાર્થોદ્વારા તેના બોધક પદોની યોગ્યતા કહેવાય છે. " અગ્નિવડે સિચન કરો " એ પદસમૂહમાં અગ્નિવડે એ પદ તૃતીયાંત છે અને કરણતાનો બોધ એમા થાય છે એટલે કે અગ્નિને કરણતા પ્રાપ્ત થાય છે સિચન કરો એ ક્રિયા છે. ક્રિયા અને કરણને આકાંક્ષા છે. તેથી એ પદોને પરસ્પર આકાંક્ષા છે પણ સિચનક્રિયાનુ કરણ કોઇ પ્રવાહી પદાર્થ હોઈ શકે છે, પ્રવાહી પદાર્થવડે જ એક ક્રિયા થઈ શકે છે. ઘનીભાવ પામેલા પદાર્થથી એ સિદ્ધ થતી નથી તેથી અગ્નિરૂપ કરણને એક ક્રિયાસાથે અનૌચિત્ય છે તેથી એ પદોનો સમૂહ કરીએ તો વાકયાર્થ બાધિત થાય છે એથી ઉલટુ જલવડે સિચન કરો એમ પદોનો પ્રયોગ હોય તો ત્યાં વાકયાર્થ અબાધિત થઇ રહે છે કેમકે જલ પ્રવાહી પદાર્થ હોવાથી એ એક ક્રિયાનુ કરણ થવા યોગ્ય છે.

શક્તિ તથા લક્ષણા એ બેમાથી ગમે તે શબ્દવ્યાપારવડે જે પદાર્થોનો બોધ થાય તે પદાર્થોના બોધ સાથે સાથે થવા તેનુ નામ આસત્તિ છે આજે ઘટ એ પદનો ચાલતા ચાલતા કોઇ મનુષ્યે ઉચ્ચાર કર્યો અને કાલે એ જ પ્રમાણે आनय–લાવો–એ પદનો ઉચ્ચાર કર્યો તો એ પદોના અર્થનો બોધ શ્રોતાને સાથે સાથે નહિ થવાથી એથી વાકયાર્થ બોધ થતો નથી કેમકે એમા આસત્તિ તથા એથી ઉલટુ ઘટમ્ એ પદનો ઉચ્ચાર કર્યો ત્યારે કહેવામા આવ્યુ હોય કે આ પદને યાદ રાખજો, કાલે અવશિષ્ટ કહીશ, અને પછી બીજે દિવસે आनय એ પદનો ઉચ્ચાર કરવામાં આવે તો શ્રોતાના અંત:કરણમા સ્મૃતિવિષયરૂપે ઘટમ્ એ પદ છે અને પછી आनय એ અનુભવના વિષયરૂપ થાય છે તેથી એ બને પદાર્થોનો સાથે બોધ થાય છે અને તેથી વાકયાર્થજ્ઞાન થઈ શકે છે

આ પ્રમાણે જે પદો સાકાંક્ષ છે, જે પદાર્થોની યોગ્યતા છે અને જે પદાર્થોની ઉપસ્થિતિ સાથે સાથે થાય છે, તેવાં પદોનો સમૂહ તે વાકય છે આ ત્રણ ઉપરાંત પૂર્વે તાત્પર્યનુ પ્રતિપાદન કર્યું છે તે તાત્પર્યનુ જ્ઞાન પણ વાકયાર્થજ્ઞાનમાં હેતુરૂપ છે તેથી એ ચારને વાકયાર્થજ્ઞાનના હેતુરૂપે વર્ણવવામાં આવે છે.

વાક્યાર્થ અને પદાર્થ એ બંને એક મતપ્રમાણે ભિન્ન ભિન્ન છે અને અન્ય મતપ્રમાણે પદાર્થ તે જ વાક્યાર્થ છે. अग्निमीडे એ વાક્યમાં બે પદો છે-अग्निम् અને ईडे તેમા અગ્નિમ્ એમાં અગ્નિ એ પ્રકૃતિ છે અને अम् પ્રત્યય છે ईडे એમા ईड् પ્રકૃતિ છે અને ए એ પ્રત્યય છે. આ પ્રમાણે ચાર અવયવો આ વાકયમા છે સાન્વિતાભિધાનવાદ ( એવુ સ્વરૂપ પૂર્વે આપવામાં આવ્યુ છે તે ત્યાં જોવુ ) પ્રમાણે પદોનો અર્થ તે સંસૃષ્ટ જ અર્થ છે તેથી अग्नि નો અર્થ તે કર્મત્વથી સંસૃષ્ટ અગ્નિ, अम् પ્રત્યયનો અર્થ તે અગ્નિથી સંસૃષ્ટ કર્મત્વ ઇત્યાદિ છે તેથી એ પદાર્થોને ભેગા કરીએ તો વાક્યાર્થ થઇ રહે છે અભિહિતાન્વયવાદપ્રમાણે પદોનો અર્થ અસંસૃષ્ટ છે, તેથી अग्नि એટલે અમુક ગુણધર્મવાળો પદાર્થ अम् એવો કર્મત્વ, ઇત્યાદિ આમ કરતા પદાર્થોનો સમૂહ તે વાક્યાર્થ થતો નથી વાક્યાર્થ એટલે આ ભિન્ન ભિન્ન પદવડે બોધન કરાયેલા ભિન્ન ભિન્ન પદાર્થોનો સંસર્ગ એ સંસર્ગનુ નામ अन्वय પણ છે એ સંસર્ગરૂપ વાક્યાર્થ તે કોઇ પણ પદવડે બોધન કરાયો નથી તેથી એ પદાર્થ નથી પણ આખા વાક્યથી તાત્પર્ય વૃત્તિવડે બોધન કરાતો અર્થ છે અને તેથી વાક્યાર્થ છે. એ વાક્યાર્થનુ જ્ઞાન થવા માટે ઉપર જણાવ્યુ તે ચાર હેતુઓ આવશ્યક છે એ ચારે મળને હેતુ છે. તેથી એ ચારે જયા મળે છે ત્યા અબાધિત વાક્યાર્થનો બોધ થાય છે.

वाणी —-વાણી એ શબ્દનો એક પ્રકારનો પર્યાય છે. શબ્દ બે પ્રકારના હોય છે (૧) नाद અને (૨) ध्वनि વાદ્યંત્રના શબ્દ, ધાતુનો રણકાર, નૂપુરનો ગુણકાર એ આદિ નાદનાં સ્થૂલ ઉદાહરણ છે અને કણ્ઠતાલુઆદિ સ્થાનથી ઉચ્ચારવામાં આવતા શબ્દો તે ધ્વનિમાં ઉદાહરણ છે. ત્યાં પ્રાયશ વ્યવહારમાં ધ્વનિરૂપ શબ્દોનું વાણી એવુ નામ આપવામા આવે છે છતા શાસ્ત્રીય દૃષ્ટિથી એ ઉપરાંત એના મૂળ કારણરૂપ નાદનુ પણ એમા ગ્રહણ થાય છે

આ પ્રકારની વાણીના ચાર ભેદ શાસ્ત્ર વર્ણ્યુ છે. (૧) वैखरी, (૨) मध्यमा, (૩) पश्यन्ती અને (૪) परा, ત્યા મુખમાં રહેલા વાયુથી અભિવ્યંગ્ય, સર્વના સાંભળવામા આવી શકે તેવો શબ્દ તે વૈખરી વાણી છે. હૃદયચક્રસ્થ વાયુને અભિવ્યગ્ય વૈખરીથી સૂક્ષ્મ શબ્દ તે મધ્યમા વાણી છે. નાભિચક્રસ્થ વાયુવડે અભિવ્યંગ્ય યોગીના જ પ્રત્યક્ષમાં આવતો શબ્દ તે પશ્યન્તી વાણી છે મૂલાધાર

ચક્રસ્થિત વાયુવડે અભિવ્યંગ્ય અતિસૂક્ષ્મ શબ્દ જે અસ્મદાદિને અપ્રત્યક્ષ શબ્દ તે પરા વાણી છે.

આ ચારનાં સ્વરૂપ સ્ફુટ થવા માટે પ્રથમ વૈખરી વાણી લેવી ઉચિત છે. વૈખરી વાણી સર્વને પ્રત્યક્ષ છે. એક મનુષ્ય બીજાની સાથે વાત કરે છે ત્યારે જે શબ્દોનો ઉચ્ચાર કરે છે તે સર્વ વૈખરી વાણી છે. તેમ જ બીજો શ્રવણ ન કરી શકે છતાં ઓષ્ટ આદિ ફફડે તેવી રીતે ઉચ્ચારવામાં આવતા શબ્દો પણ વૈખરી વાણી છે. મનુષ્ય મનમાં વિચાર કરતો બેસે છે ત્યારે તે વિચારો આ ચાલે છે તે, તે પોતે જ જાણી શકે છે તથા તે સમયે તેના ઓષ્ટ, મુખ આદિ અવયવો હાલતાં ચાલતાં નથી. એ વિચારોને શબ્દોમાં થાય છે તે શબ્દોનો એ પ્રકારે થતો ઉચ્ચાર તે મધ્યમા વાણી છે. વૈખરી વાણીના કરતા આ મધ્યમા વાણી સૂક્ષ્મ છે અને તેથી જ કરીને જપ કરનાર વૈખરી વાણીથી જે જપ કરે છે તેના કરતાં મધ્યમા વાણીવડે કરાતા જપનુ ફલ દશ લક્ષ જેટલુ અથવા સહસ્રગુણુ કહેવામાં આવે છે આ બે—વૈખરી અને મધ્યમા—સર્વ મનુષ્યોને પ્રત્યક્ષ છે અર્થાત્ જ્ઞાત છે વૈખરી વાણીમાં જે પ્રકારે વર્ણોની આનુપૂર્વી હોય છે તે જ પ્રકારની આનુપૂર્વી મધ્યમા વાણીમા પણ હોય છે રામ ઈશ્વરાવતાર હતા એ શબ્દોમાં ર, પછી આ, પછી મ, પછી અ, ઇત્યાદિ જેવો જે ક્રમ છે તેવો જ ક્રમ એ વાક્યનો મનમા ઉચ્ચાર કરવામા આવે ત્યારે પણ હોય છે. એ વાક્ય પ્રથમ મધ્યમા વાણીમા વ્યક્ત થાય છે, ત્યાર પછી મુખ, નાસિકા, જિહ્વા આદિ અવયવોની સહાયતાથી એને બહાર વૈખરી વાણીરૂપે પ્રકટ કરવામા આવે છે. તેથી મધ્યમા વાણી એ વૈખરીનુ મૂળરૂપ હોય છે પણ એ મધ્યમા વાણી પણ આદ્યરૂપ નથી, મનમા ઉચ્ચાર કરાતા એ શબ્દોનુ મૂળ રૂપ એથી સૂક્ષ્મ હોય છે તે રૂપમા શબ્દો એના એ જ હોય છે, પણ એમાં જેવો વર્ણનો ક્રમ મધ્યમામા પ્રકટ થાય છે તેવો ક્રમ હોતો નથી. તાત્પર્ય કે શબ્દો એ છતા એ પ્રકારના ક્રમથી રહિત હોય છે. આને જ કોઇ કોઇ સ્થળે સ્ફોર એવી સંજ્ઞા પણ આપવામા આવે છે એ શબ્દો કેવા પ્રકારના હશે, કેવી રીતે ઉચ્ચારાતા હશે તેનુ જ્ઞાન યોગીઓને જ સ્પષ્ટપણે થઇ શકે છે. સામાન્ય મનુષ્યોને તો એનો લક્ષ્ય માત્ર થઇ શકે તેમ છે, યદ્યપિ સર્વ મનુષ્યો તથા ઇતર પ્રાણીના શબ્દો આ પશ્યન્તીમાં હોઇને જ પછી મધ્યમામાં આવે છે.

આ રીતે વર્ણક્રમથી રહિતપણે આખા ને આખા જ ઉચ્ચારાતા શબ્દો તે પશ્યન્તી વાણી છે. એ વાણી મધ્યમાના મૂળરૂપ વાણી છે. છતાં એના આધારરૂપ નથી. એના અને સર્વના આધારરૂપ વાણી તે પરા વાણી છે. પશ્યન્તી વાણીમાં આપણે જોયું કે શબ્દો તેના તેજ હોય છે. રામ એ મધ્યમાનો શબ્દ છે અને તેજ શબ્દ તેવોને તેવોજ પશ્યન્તીનો પણ છે, ભેદ માત્ર એટલોજ કે મધ્યમાનો રામશબ્દ વર્ણના ક્રમવાળો છે, અને પશ્યન્તીનો રામ શબ્દ એ ક્રમ વિનાનો છે. પણ એ પશ્યન્તીનો રામ શબ્દ પણ એક સામાન્ય નાદરૂપ શબ્દનો વિશેષ છે, નાદરૂપ શબ્દનુ કાર્ય છે. અને તે નાદરૂપ શબ્દ તે પરાવાણી છે રામ શબ્દનું પરાનુ રૂપ તથા કૃષ્ણ શબ્દનું પરાનું રૂપ તે દેખાઇતી રીતે એકજ છે. તાત્પર્ય કે વૈખરીવાણીમાં શબ્દોમાં સહસ્રાવધિ વા લક્ષાવધિ ભેદ પ્રતીત થાય છે પણ એ સર્વનુ પરાનુ રૂપ તે દેખાઇતી રીતે એકજ પ્રકારનું છે. દેખાઇતો ભેદ પશ્યન્તી સુધી રાખે છે અને એ ભેદ પરામાં નિવૃત્ત થાય છે એ પરા વાણીનું પ્રત્યક્ષ સામાન્ય દશામા થતું નથી

વૈખરીનું પ્રત્યક્ષ વ્યુત્થિત દશામા જ થાય છે, મધ્યમાનુ પ્રત્યક્ષ કાઇક નિરોધવાળી દશામાં થાય છે, પશ્યન્તીનુ પ્રત્યક્ષ ધ્યાન દશામા થાય છે અને પરાનુ પ્રત્યક્ષ સમાધિમાં થાય છે, એ એમનાં સ્વરૂપ જોતા સ્પષ્ટ છે.

આ પ્રકારની પરા વાણીનું સ્વરૂપ તે એક વ્યક્તિની અપેક્ષાએ અથવા તો વ્યષ્ટિરૂપે આપણે જોયુ જ્યારે સામ્યાવસ્થાને પામેલી પ્રકૃતિ વૈષમ્યને ધારણ કરે છે, જ્યારે એ બ્રહ્મતત્વથી વિભિન્નરૂપે સ્થિત થાય છે જ્યારે પ્રકૃતિનો અણુ અણુમાં વિભાગ થાય છે ત્યારે અનુકરણરૂપ વિભાગ વડે જે શબ્દ, ને નાદ પ્રકટે છે તે અને આ વ્યષ્ટિરૂપે સ્ફુટ કરેલી પરારૂપ શબ્દ તે એકજ છે. માત્ર એક વ્યષ્ટિરૂપ છે અને બીજો સમષ્ટિરૂપ છે આમ હોવાથી એ સમષ્ટિરૂપ શબ્દ સર્વ બ્રહ્માણ્ડનો હેતુ છે. અને તેથી પરાવાણીને બ્રહ્માણ્ડની ઉત્પત્તિમાં માતારૂપે સ્તવન કરવામાં આવે છે. પ્રકૃતિનો અણુમા વિભાગ થવાથી ઉત્પન્ન થતો આ નાદરૂપ પરાવાણી સ્વરૂપ જે શબ્દ તે આખી વિભક્ત થતી પ્રકૃતિના દેશમાં વ્યાપી રહે છે તેથી એ સર્વવ્યાપક નાદ છે. આજ નાદનુ ઉચ્ચારણ મુખાદિ સ્થાનોથી થવુ સ્પષ્ટ પણે અસંભવિત છે. છતાં જેમ વાસણોના અથ-

હાવાથી નીકળતા શબ્દોનું અનુકરણુ "રણુકાર" એવો ધ્વનિરૂપ શબ્દ વાપરવામાં આવે છે, જેમ ઝાંઝરનો નાદરૂપ શબ્દ વર્ણુમાં ઉતારી શકાતો નથી છતાં એનું અનુકરણુ કરવા "ઝુમકાર" એવો ધ્વનિરૂપ શબ્દ વ્યવહારમાં વપરાય છે, જેમ સીતારનો તાર દ કે ડ એવો ધ્વનિ કાઢી શકવા અસમર્થ છે છતાં એ તારવડે ઉત્પન્ન થતા નાદરૂપ શબ્દને વ્યવહારમાં ઉતારવા દા, દીડી, ડા ઇત્યાદિ ધ્વનિરૂપ શબ્દો વાપરવામાં આવે છે. તેજ પ્રમાણે પ્રકૃતિના ક્ષોભ થવાથી જે સર્વ વ્યાપક સૂક્ષ્મથી સૂક્ષ્મ નાદરૂપ શબ્દ નીકળે છે તેનુ અનુકરણુ કરવા શાસ્ત્રમાં ૐ એ ધ્વનિરૂપ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. વ્યષ્ટિરૂપ પરાવાણીનો શબ્દ પણુ એવોજ હોય છે તેથી તેનો ખ્યાલ આણુનાર પણુ આ ૐ એજ શબ્દ છે તેથી ૐ નો ઉચ્ચાર કરી શકાતો નથી. ૐ એ સર્વવ્યાપક શબ્દ છે ઇત્યાદિ કથન સર્વ પ્રકારે સગત છે.

આ ૐ યદ્યપિ પરમાત્માથી ભિન્ન છે, પ્રકૃતિના કાર્યરૂપ શબ્દ છે, છતાં સર્વ વ્યાપક છે, સૂક્ષ્મથી સૂક્ષ્મ છે ઇત્યાદિ હેતુને લઇને એ પરમાત્માનો વાચક શબ્દ ગણુાય છે અને તેથી એને प्रणव એવી સજ્ઞા આપવામાં આવે છે. આ વર્ણુન કરાયેલાં નાદ રૂપ પરાવાણ્યાત્મક શબ્દથી અવચ્છિન્ન અથવા ઉપહિત ચૈતન્ય તે પરમા મા છે, સગુણુ બ્રહ્મ છે એ સ્પષ્ટ હોવાથી એ પરમાત્માના નામરૂપે સ્થાપન કરાય તે યોગ્યજ છે વળી આ ૐ થી અતિરિક્ત એવો કોઇ પણુ શબ્દ નથી કે જે આ કાર્ય સારી શકે અન્ય શબ્દ માત્ર આ ૐ ના કાર્યરૂપ છે અને તેથી પરમેશ્વરથી તેટલા પગલા દૂર છે. માટે પરમાત્માનો વાચક વા ઉપલક્ષક કોઇ પણુ શબ્દ લેવામાં આવે તો તે સર્વમા ૐ પ્રધાનપદ ભોગવે છે એ સ્પષ્ટ છે. યદ્યપિ વસ્તુદષ્ટિથી તો એ ૐ પણુ પ્રકૃતિરૂપ છે અને તેથી પરમાત્માનો ઉપલક્ષકમાત્ર છે અને પરમાત્માના સ્વરૂપ રૂપ નથી. જેમ જીવમા રહેલા જીવ ભાવનો ત્યાગ કરવામા આવે છે ત્યારેજ જીવનો પરમાત્મા સામે અભેદ થઇ રહે છે, તેમ આ ૐ માં રહેલા નાદરૂપ અશનો ત્યાગ કરવામા આવે છે અને માત્ર ચૈતન્યનુજ ગ્રહણુ કરવામાં આવે ત્યારેજ એ ૐ પરમાત્મારૂપ છે એમ કહી શકાય છે.

આ ૐ રૂપ પરાવાણીનું નામ शब्दब्रह्म છે, શબ્દાત્મક બ્રહ્મ છે એ આ પ્રણુવના વિવેચનથી સ્પષ્ટ થયા વિના રહેતું નથી.

બ્રહ્મની શબ્દરૂપ મૂર્તિ તે આ પ્રણવજ છે, તે આ પરાવાણીજ છે અને તેથી એ વાણી શબ્દબ્રહ્મ છે એ નિઃસંશય છે. સમગ્ર વાક્પ્રપંચ એ શબ્દબ્રહ્મના પરિણામરૂપ છે અને તેથી કાર્ય કારણના અભેદ ન્યાયે શબ્દબ્રહ્મથી અનતિરિક્ત છે, એટલુજ નહિ પણ ભૂશબ્દથી જેમ ભૂમિની સૃષ્ટિ થઇ છે તેમ આ શબ્દબ્રહ્મથી જ અખિલ સૃષ્ટિની પ્રવૃત્તિ થઈ છે અને તેથી અખિલ સૃષ્ટિ શબ્દબ્રહ્મથી અનતિરિક્ત છે. આ કારણને લીધે શાસ્ત્રમા શબ્દ-બ્રહ્મની ઉપાસનાના પ્રતિપાદનમાં આખા વિશ્વનો એની ભિન્ન ભિન્ન માત્રામા આરોપ કરવામા આવે છે તે વસ્તુપ્રક્રિયથી સત્ય છે એટલુજ નહિ પણ અર્ધમાત્રામાં ચૈતન્યનો અભેદારોપ કરવામાં આવે છે તે પણ શબ્દબ્રહ્મવડે તદવચ્છિન્ન ચૈતન્ય ગ્રહણ કરતાં સત્ય ઠરે છે.

આકાશાદિ ઉદાહરણો બ્રહ્મની સર્વવ્યાપકતા દર્શાવવામા આ-પવામા આવે છે તે સર્વમાં આ શબ્દબ્રહ્મ એ સર્વના પણ કાર-ણરૂપ હોવાથી સર્વોપરિ છે. માટે સાધકે શબ્દબ્રહ્મની ઉપાસના આદરપૂર્વક કરવાનુ શાસ્ત્ર વિધાન કરે છે જપમાર્ગ એ તત્વ-જ્ઞાનનો અને તે દ્વારા મોક્ષનો એક સ્વતત્ર માર્ગ છે અને જપમાં શબ્દબ્રહ્મનો જપ સર્વોત્કૃષ્ટ પદ ભોગવે છે. કારણ કે જપમાં–વાચક ઉપાંશુ, મનોમય, ધ્યાન અને શૂન્ય એ પાંચ ઉત્તરોત્તર ભૂમિકાએ વૃદ્ધિ થતા આ શબ્દબ્રહ્મ તે સર્વને અનુરૂપ થાય છે. વાચક અને ઉપાંશુ એ વૈખરી વાણીરૂપ, મનોમય એ મધ્યમા વાણીરૂપ, ધ્યાન એ પશ્યતી વાણીરૂપ અને શૂન્ય એ પરાવાણી રૂપ છે અને એ ચારે વાણી શબ્દબ્રહ્મની સ્થુલ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ અવસ્થા છે અર્થાત્ શબ્દબ્રહ્મ રૂપ જ છે

આ પ્રકારના વાણીના ચાર ભેદ વર્ણવી શાસ્ત્ર એ તાત્પર્ય જણાવે છે કે એમા પરા વાણીરૂપ શબ્દબ્રહ્મનુ સ્વરૂપ મતિમાં અને બુદ્ધિમ ઉતારવુ અને એવડે એ ચારેનો સાક્ષાત્કાર સાધકે કરવો તથા પરિણામે પરબ્રહ્મ તત્ત્વ એ ચારેથી પર છે એ સાક્ષાત્ અનુભવથી નિશ્ચય કરી તેમના તત્ત્વજ્ઞાનદ્વારા સુખ પ્રાપ્ત થઈ રહેવુ.

( અપૂર્ણ. )

जेकीसनदास जेठाभाइ कणीया.

॥ ॐ श्रीं ॥

# मंत्रविधि.

लोकैश्चिन्त्यो न खलु मणिमंत्रौषधीनां प्रभावः ॥

प्रपंचसार.

શ્રેય સાધકોને પોતાના શ્રેયસની સિદ્ધિ કરવાના ક્રમના સબંધમાં ઉપયોગી થાય તેવા હેતુથી મંત્રશાસ્ત્રના કેટલાક રહસ્ય અંશોને પ્રકટ કરનારા લઘુ લેખોનો આરંભ આ લેખક દ્વારા થયો છે ગઈ સદુપદેશ શ્રેણીના ૩૧ મા ઉપદેશમા મત્ર, યત્ર અને તત્ર એ પદાર્થોના અર્થનો આવિષ્કાર કરવામા આવ્યો છે અને તે વિષયનુ અનુસધાન રાખી આ મત્રવિધિના નિબધનુ અવલોકન થશે તો સાધકને પોતાના અભ્યાસમાં સુગમતા પ્રાપ્ત થયાવિના નહિ રહે એમ આશા રાખવામા આવે છે.

ગયા વિષયમા મત્રનુ સામાન્ય સ્વરૂપ, તેનો શ્રીસદ્દગુરુદ્વારા સાધકના ચિત્તમા બીજનિક્ષેપ, તેનો ઉદ્દ્ભવ અને વિકાસ કેવા ક્રમથી થાય છે ઈત્યાદિ તત્ત્વોનુ પ્રતિપાદન કરવામાં આવ્યુ હતુ. સર્વ સાધકોને સામાન્ય રીતે પ્રાપ્ત પ્રણવ મત્રને લઇ વસ્તુ ચર્ચા કરી હતી, જેથી તેનો અતિદેશ પ્રત્યેક સાધકને વિશેષ રૂપે પ્રાપ્ત થયેલા મત્ર સંબધમા તે સરલતાથી કરી શકે.

આ વિષયમા પણ પ્રણવમત્રનુ આલબન લઈ મંત્રવિધિનું પ્રતિપાદન આપણે કરીશુ

સાધકનુ મનન દ્વારા ત્રાણ અર્થાત્ રક્ષણ કરનાર શ્રીસદ્દગુરુદ્વારા દીક્ષા પદ્ધતિથી અપાયેલા શબ્દને મત્ર સજ્ઞા આપવામાં આવે છે. આથી શ્રીસદ્દગુરુના મુખકમલમાથી સાધકને દીક્ષાના ક્રમથી નહિ અપાયેલો શબ્દ મત્ર નથી, પણ સામાન્ય અક્ષર અથવા અક્ષરસમૂહ છે, અને તે ઘણુ થાય તો સામાન્યાર્થનોજ પ્રકાશક થાય છે, પરતુ તે શબ્દના આત્મરૂપ દેવતાનો વિશેષ પ્રકાશ કરી શકતો નથી. આ પ્રમાણે શબ્દની દીક્ષાસામગ્રીવિના તે શબ્દ મંત્રરૂપ કેમ થતો નથી—એવા પ્રશ્નનો શ્રદ્ધાળુ અંતઃકરણમાં અવ-

કાશ નથી. અગ્નિ ઉષ્ણુ કેમ છે; જલ શીતલ કેમ છે—એ જેમ અતિપ્રશ્ન છે કેમકે તે તે દ્રવ્યોનો તેવો નિત્યસિદ્ધ સ્વભાવ છે, તેમ અમુક શબ્દ અમુક દીક્ષાવિધિથી વાણીદ્વારા ઇંગિતદ્વારા અને વૃત્તિદ્વારા સાધકના કર્ણમા, નેત્રમાં અને હૃદયમાં શ્રીસદ્દગુરુદ્વારા સ્થપાય તો તે વિશદ અર્થને અર્થાત્ દેવતાને પ્રકટ કરવા કેમ સમર્થ થાય છે તે અતિપ્રશ્ન છે. કારણ કે તેવો પરિણામ પ્રકટ થાય છે એવો સિદ્ધ અનુભવ છે અને શાસ્ત્ર તે અનુભવનો અનુવાદ માત્ર કરે છે. આ સબધમા અમુક સામગ્રીમા યોજાયેલો શબ્દ અથવા ધ્વનિ શુ શુ કરે છે તે જાણવુ હોય તો સામાન્ય રીતે એક વીરરસનું કાવ્ય આપણે વાચીએ અથવા સાભળીએ, અને તેજ કાવ્ય પુન લશ્કરી બેન્ડથી ગવાતુ હોય અને તન્મયતાથી સાભળીએ તો સ્પષ્ટ થઇ શકે તેમ છે તેના તેજ શબ્દો પ્રથમ પદ્ધતિથી માત્ર સામાન્ય અર્થનો બોધ કરે છે, અને બીજી પદ્ધતિથી તમને તમારૂ મર્યાદાવાળુ ભાન ભૂલાવી તમને વ્યાપક વીરરસમા ડુબાવે છે. એક પદ્ધતિથી તમારૂ વિશેષાભિમાન ગલિત થતુ નથી, અને તેથી તમે તન મન અને ધનનો કાઈપણ અશ ત્યાગ કરવા તત્પર થતા નથી, જ્યારે બીજી પદ્ધતિથી તમે તમારા વિશેષાભિમાનને ત્યજો છો, અને તમે રાજ્યના અથવા દેશના સામાન્ય વ્યાપક અભિમાનમાં પ્રવેશો છો, અને તે અભિમાનના મહિમાવડે તમે તમારૂ તન, મન અને ધન અર્પણ કરવા આવેશવાળા થાઓ છો સમરાંગણમા યોજાયેલા સૈનિકો આવા શબ્દના મહિમાવડે પોતાના સ્થૂલોના નાશને તુચ્છ ગણે છે.

આજ ન્યાય શ્રીસદ્દગુરુથી અર્પાતા શબ્દબ્રહ્માત્મક મત્ર સબધમાં પ્રવર્તે છે. પ્રણવાદિશબ્દો અનતવાર તમે સાભળો, પણ એકવાર શ્રીસદ્દગુરુની દીક્ષા પદ્ધતિથી તમારા શ્રોત્ર, અને હૃદયમાં સ્થાપો, અને પછી તેનુ યોગ્યવિધિથી અનુરટણુ અથવા જપ કરો—એ બે પદ્ધતિમા તત્ત્વના આવિષ્કારમાં ઘણો ભેદ રહે છે. પ્રથમ પદ્ધતિનો ધ્વનિ કર્ણમાં અથડાઇ સામાન્ય અર્થનુ ભાન કરાવી શકે છે; બીજી પદ્ધતિનો ધ્વનિ તમારા સ્થૂલ શરીરના સર્વ મર્મોમાં પ્રસરી મર્મવ્યૂહના કેન્દ્રોમા ગુથાઇ બીજરૂપે મૂલાધારમાં સ્થપાઈ સુષુમ્ણા માર્ગે ઊર્ધ્વ ગતિ કરી તમને અભ્યાસના અવધિએ સહસ્રદલ પદ્મમાં બ્રહ્મારકાર સ્થિતિ ઉપર લાવી મૂકે છે. જેમ બાહ્યવિશ્વના સંબંધનાં વિજ્ઞાનશાસ્ત્રના રહસ્યો પ્રયોગ અને નિરી-

ક્ષણુથી સમજાય છે, તેમ આ આંતર વિશ્વના સારને પ્રકટ કરનાર મંત્ર શાસ્ત્રનાં રહસ્યો મંત્રવિધિના અભ્યાસ અને અંતરવલોકનથી વિસ્પષ્ટ થાય છે. નિયત પદ્ધતિનો સ્વીકાર કર્યા વિના વસ્તુસ્વરૂપ ન સમજાય તેથી વસ્તુ અમુક પ્રકારની શાસ્ત્ર કહે છે તેવી નથી–એમ વદવું એ સાહસ માત્ર છે. યોગ્ય પદ્ધતિ પ્રમાણે પ્રયત્ન કર્યા છતાં વસ્તુ પ્રકટ ન થાય તો અભિપ્રાય આપવા વાંધો નથી, પણ અભ્યાસવિના, અને પ્રમેયોનાં ચિંતન વિના મંત્ર શાસ્ત્રને અસત્ય કહેવામાં અધ્યાત્મ શાસ્ત્રને તિલાંજલિ આપવા જેવું થાય છે. વસ્તુના યથાર્થ સ્વરૂપનું ભાન કરાવનાર અધ્યાત્મ શાસ્ત્ર છે, અને તે સ્વરૂપને નિર્મલ શરીરમાં પ્રકટ કરનાર મંત્રશાસ્ત્ર છે જેવો શરીર અને આત્માનો અભેદવત્ અનુભવ થાય છે અને અભેદ માની લોકવ્યવહાર સિદ્ધ થાય છે, તેમ અધ્યાત્મશાસ્ત્ર અને મંત્રશાસ્ત્રને અભેદવત્ સમજી જેઓ ક્રમ સિદ્ધ કરે છે તેઓ જીવન્મુક્તની ભૂમિકાના વ્યવહાર સિદ્ધ કરે છે. અધ્યાત્મશાસ્ત્રનો મંત્રશાસ્ત્રથી વિચ્છેદ કરવામા–તત્ત્વજ્ઞાનને ઉપાસનાથી અત્યંત પૃથક્ પાડવામા–આત્માને શરીરથી વિખુટા પાડવા યોગ્ય સ્થિતિ બને છે આત્મા પરમ સત્ય છે, પણ શરીર અત્યંત અસત્ નથી; શરીરની વ્યાવહારિક સત્તા છે અને તે પરમાર્થભૂત આત્માને લઇને રહેલી છે, અને તે દ્વારા આત્માનો અગમ્ય મહિમા આપણને અનુભવાય છે. એક રીતે શરીર એ આત્માના આવિષ્કારનુ દ્વાર છે; તે આત્માના મહિમાને સૂચવે છે અને તેથી તેના ઉદયમા, રચનામાં અને વિલયમા પ્રવર્તતા નિયમોનું જ્ઞાન આત્માની વિશેષ અપૂર્વતાને પ્રકટ કરે છે આ નિયમ પ્રમાણે મંત્રશાસ્ત્ર અધ્યાત્મ શાસ્ત્રના મહિમાને વધારે છે અર્થાત્ ઉપાસના વડે તત્ત્વદૃષ્ટિ સૂક્ષ્મ અને વિશાલ બને છે, અને તેથીજ બ્રહ્મવિદ્યાના મુખ્યાધિકારી કૃતોપાસ્તિ મનુષ્યો મનાય છે અકૃતોપાસ્તિ જ્યારે તત્ત્વસ્વરૂપને સમજવામાં હવામાં બાચકા ભરે છે ત્યારે કૃતોપાસ્તિ પ્રત્યેક પગલે તત્ત્વસ્વરૂપની ભૂમિકા ઉપર આવી ઠરે છે.

શ્રી સદ્ગુરુથી પ્રાપ્ત થયેલા શબ્દબ્રહ્માત્મક મંત્રનુ જે સાધકને સેવન કરવાનુ છે તેણે તે મંત્રના ઋષિ, છંદ, દેવતા, અને વિનિયોગ પ્રથમ સમજવાની અગત્ય છે. આ પદાર્થોના જ્ઞાન વિના મંત્ર ચરિતાર્થ થતો નથી. જેમ કોડ પરિભાષામાં અથવા સંકેત શબ્દોમાં અપાતા તારના સંદેશાને સમજવામાં કોડની પરિભાષાના

પ્રવર્તક અથવા મોકલનારનું જ્ઞાન, તે કોડ પરિભાષા જેમાં સંદેશો ઢંકાયેલો રહે છે તેનું જ્ઞાન, અને તે સંદેશા ઉપરથી શાં પગલાં ભરવાં ઇત્યાદિ વિધિનું જ્ઞાન અપેક્ષિત રહે છે; તે વિના સાંકેતિક તારનો સંદેશો ઇષ્ટાર્થ સિદ્ધ કરતો નથી તેવીજ રીતે મંત્રના આદિ પ્રવર્તક અથવા આદ્ય દ્રષ્ટા અર્થાત્ ઋષિનુ જ્ઞાન, તે ઋષિની પરંપરાનું સાંપ્રદાયિકજ્ઞાન જેમને છે તેવા સદ્‌ગુરુના સ્વરૂપનુ જ્ઞાન, અને તેના સબધી ભક્તિ, તે મંત્ર કેવા અક્ષરમાલામાં અથવા કેવા ગણુવૃત્તમાં, અથવા માત્રાવૃત્તમાં, અથવા કઇ લિપિમાં ઢકાયેલો છે તેનું જ્ઞાન, અને તે મત્રના આત્મારૂપ દેવતાનો—દિવ્યાર્થનો—કયા કાર્યમા ઉપયોગ કરવાનો છે તેનુ જ્ઞાન અવશ્ય સપાદન કરવાનુ છે

ઋષિ—શબ્દ ऋषु ગતિ, પ્રાપ્તિરૂપ ધાતુમાથી નીકળેલો છે, એટલે જે મત્રનો આદ્યદ્રષ્ટા છે અને જેને કરામલકવત્ મત્રરહસ્ય પ્રકટ થયેલુ છે તે તે મત્રનો ઋષિ ગણાય છે, અને સાપ્રદાયિક જ્ઞાનવાળા સદ્‌ગુરુ તે મત્રના વર્તમાન ઋષિ ગણાય છે તે ઋષિ મત્રના અર્થની પ્રાપ્તિ કરાવે છે. શબ્દબ્રહ્માત્મક મૂલબિદુનો સૃષ્ટિના આરભમા ભેદ થતાં જે અવ્યક્તનાદ—રવ—ધ્વનિ પ્રકટ થાય છે, તે નાદના પ્રતીકરૂપે પ્રણવધ્વનિ સ્વીકારવામા આવે છે, અને આ આદ્યધ્વનિ આદિપુરુષ—બ્રહ્મા—પ્રજાપતિને પ્રકટ થયેલો હોવાથી પ્રણવમત્રના ઋષિ પ્રજાપતિ છે, અને પ્રણવવિદ્યાના પરમ રહસ્યને સાપ્રદાયિક રીતિથી અનુભવનાર અને શિષ્યને તે અનુભવ આપવા સમર્થ તત્ત્વજ્ઞ મહાત્મા વર્તમાન ઋષિ છે મત્રના રહસ્યના આવિષ્કારમા જે જે વિઘ્નો આવે તેનુ નિવારણ કરવા ઋષિજ સમર્થ છે

જેમ આપણા શરીરનુ વસ્ત્રાદિ ઢાકણુ છે તેમ મત્રના અક્ષરો અમુક પ્રકારના ઉચ્ચાર સબધમાં જે રીતે ગોઠવાય છે તે ગોઠવણીને—આનુપૂર્વીને છદ કહે છે. વળી મત્રાર્થને પ્રાપ્ત કરવાની ઇચ્છાને જે અક્ષરોની આનુપૂર્વી જાગ્રત્ કરે છે તે આનુપૂર્વી પણુ છદ કહેવાય છે. આવા છદોની ગણુના ઘણી છે, પરંતુ વેદમાં ગાયત્રી, ત્રિષ્ટુપ્, જગતી, અનુષ્ટુભ, પંક્તિ એ મંત્રોના મુખ્ય છદો મનાય છે અને સર્વ દ્વિજ વર્ગની માતારૂપ ગાયત્રીદેવતા ગાયત્રી છદમાં ઢકાયેલ હોવાથી જેમ મંત્રમાં આદિ મત્ર પ્રણવ ગણાય છે તેમ છંદમાં આદિ છંદ ગાયત્રી ગણાય છે. પ્રણવનું બીજું નામ તાર

છે કેમકે તે સાધકનું તારણ કરે છે, તેમ જપ કરનારનું અર્થાત્ ગાન કરનારનુ ત્રાણ એટલે રક્ષણ કરે છે માટે તાર મંત્રના છંદનું નામ પણ ગાયત્રી છે. વળી જેમ ગાયત્રીમંત્ર ત્રિપાદ્ છે તેમ પ્રણવ મંત્ર પણ અ, ઉ અને મ એમ વિશ્વમાં ગુથાયેલી ત્રણ માત્રાવાળો હોવાથી ગાયત્રી છંદમાં ગુથાયેલો મનાય છે.

તે મંત્રના રહસ્યભૂત અર્થને—તાત્પર્યને—આત્માને—દેવતા કહેછે. તે વડે તે તે અક્ષર અથવા અક્ષરસમૂહ ઝળકે છે અથવા દિવ્ય ગણાય છે. જેમ ઓંકારરૂપ ધ્વનિ અને વર્ણરૂપ પ્રણવ ૐ એ બેમાં ભેદ છતા અભેદારોપ થાય છે, તેમ ધ્વનિરૂપ શબ્દ અને અર્થરૂપ દેવતા વચ્ચે ભેદ છતા અભેદારોપ થાય છે ૐ એ પ્રમાણે લખાયેલો અથવા ઉચ્ચાર થયેલો શબ્દ એક મનાય છે, જોકે લખાયેલો શબ્દ માત્ર સંકેતરૂપ અથવા પ્રતીકરૂપે હોવાથી મિથ્યા છે તેમ ધ્વનિ પોતે પણ દેવતાનો આત્માનો પ્રતીક છે છતાં ધ્વનિ અને તેવડે સૂચિત તત્ત્વ એક ગણાય છે ધ્વનિ માત્ર વાચક છે, અને તત્ત્વ વાચ્ય છે તોપણ વાચ્યવાચકના અભેદનો આરોપ કરી આપણે વ્યવહાર કરીએ છીએ. સર્વ વ્યવહાર આ વાચ્યવાચકના અભેદારોપ ઉપરજ બંધાયેલા છે એ બુદ્ધિમાને વિસરવુ ઘટતુ નથી. તમારા આગળ તમારા મિત્રનુ નામ દઇ કોઇ આવે તો તે નામ ધારણ કરનાર સાથેના સર્વ પ્રેમમય પ્રસંગોનો પુંજ તમારી મનોવૃત્તિમા એકવત્ થઇ તમે પ્રેમપરવશ થઇ જાઓ છો, અને તે મિત્રના નામનો તે મિત્રની આકૃતિમાં અર્થાત્ રૂપમા અધ્યારોપ કરો છો, અને તે રૂપનો મિત્રના આત્મામાં અધ્યારોપ કરી તમે મિત્રને નામ—રૂપ—આત્મા એ ત્રણના પુંજરૂપેજ અનુભવો છો. વ્યવહારમાં એ ત્રણને તમે પૃથક્ પાડી શકતા નથી. તેવીજ રીતે મંત્રની લિપિને અર્થાત્ વર્ણાત્મક સ્વરૂપને ધ્વનિ સાથે અભેદારોપ આપણે કરીએ છીએ, અને ધ્વનિનો તેના વાચ્યાર્થ સાથે અર્થાત્ તેના આત્મરૂપ દેવતા સાથે અભેદારોપ કરીએ છીએ. વળી જેમ આપણા મિત્રના સત્યસ્વરૂપને તેના નામ અને રૂપથી આપણે પૃથક્ પાડી અનુભવવા સમર્થ થઇ શકીએ છીએ, જો કે ઇતર મનુષ્યના સત્ય સ્વરૂપને તે પ્રકારે પૃથક્ પાડી જાણવા સમર્થ થતા નથી, કેમકે મિત્રના નામ અને રૂપદ્વારા અર્થાત્ તેનાં મન, વાણી, અને શરીર દ્વારા થતી સર્વ પ્રવૃત્તિઓમાં મિત્રના ખરા સ્વરૂપને આપણે ગુંથાયેલું

જોઈ શકીએ છીએ અને ઇતર મનુષ્યના સંબંધમાં તેમ કરી શકતા નથી તેમ જે મંત્રના વર્ણાત્મક, ધ્વન્યાત્મક અને દેવતાત્મક સ્વરૂપમાં આપણે જો બરાબર રમણ કરતાં શીખીએ છીએ તો તે મંત્રના વાચ્યાર્થરૂપ દેવતાના ખરા સ્વરૂપને આપણે ગમે તે પ્રસંગે સમજી જાણી તેનો યથાર્થ વિનિયોગ કરી શકીએ છીએ.

પ્રણવમંત્રનો તત્ત્વાર્થ પરમેશ્વર અથવા પરમાત્મા છે, અને તેના વિના કોઇપણ વ્યવહાર સિદ્ધ થવો સંભવતો નથી, એટલે પ્રણવરૂપ ધ્વનિ અથવા શબ્દબ્રહ્મ પણ સઘળા વાઙ્મય પ્રપંચમાં ગુંથાયેલો રહે છે જો નામરૂપાત્મક પ્રપંચ પરમાત્મા વિના રહી શકતો હોય તો આ અવ્યક્ત પ્રણવાત્મક શબ્દબ્રહ્મ વિના વાગ્દેવીનો આડંબર ટકી રહે. સઘળી વૈખરીજાલ વાકયસમૂહ રૂપ છે; સઘળાં વાકયસમૂહ પદસમૂહરૂપ છે, પદસમૂહ અક્ષર સમૂહરૂપ છે; અક્ષરો પચાસ માતૃકાના સમૂહરૂપ છે, માતૃકાઓ પ્રણવધ્વનિરૂપ છે; પ્રણવધ્વનિ અવ્યક્ત શબ્દબ્રહ્મના નિનાદરૂપ છે, તે નાદ પુરુષ પ્રકૃત્યાત્મક—ચિદચિદાત્મક—એ પુટના યોગરૂપ બિંદુરૂપ છે; આ બિંદુ જેમા શબ્દપ્રત્યયનો—ધ્વનિ અને વિચારનો—અભેદાનુભવ થાય છે તે ચિચ્છક્તિની એક કલારૂપ છે, અને આ કલા નિષ્કલ—કલારહિત—પરબ્રહ્મ તત્ત્વના વિલાસ અથવા વિવર્તરૂપ છે.

પ્રણવમંત્રના પરમાત્મરૂપ દેવતાનો નિષ્કલભાવે સાધકના અંતરાત્મામા આવિષ્કાર થવો એ મંત્રનો પરમ વિનિયોગ છે, અને આથી સઘળા મંત્રોમા આ પરમ પ્રયોજન ગુથાયેલુ છે એ સ્મરણમા રહે તે સારૂ પ્રણવને સર્વ મંત્રોના આરંભમા ઉચ્ચારવામાં આવે છે.

મંત્રવિધિમા મંત્રના ઋષિ, છંદ, દેવતા અને વિનિયોગનું સ્વરૂપ જાણ્યા પછી મંત્રના સાધકે પોતાના અધિકાર પ્રમાણે તે મંત્રના આલંબનનો સ્વીકાર કરી બાહ્યપ્રયોગ અને આંતરપ્રયોગ કરવાની અગત્ય છે મંત્રવિધિના બાહ્ય પ્રયોગના મુખ્ય અંશો— (૧) જપ (૨)હોમ, અને (૩) અર્ચન—એમ ત્રણ છે.

શ્રીસદ્‌ગુરુથી પ્રાપ્ત થયેલા મંત્રના જપનુ કંઈ નહિતો એકવાર પણ પુરશ્ચરણ કરવુ જોઇએ. તે વિના આપણા સ્થૂલ શરીરનાં મર્મસ્થાનો અને કેન્દ્રોમાં તે મંત્રનું અનુરણન અથવા અવ્યક્ત ગુંજન થવું સંભવતુ નથી, અને તેમ થયા વિના સૂક્ષ્મ અને કારણ

શરીરનાં અણુઓમાં મંત્રાર્થદેવતાને ગ્રહણ કરવાનું સામર્થ્ય આવતું નથી જે સાધકોને પોતાના મર્મવ્યૂહમાં ઇષ્ટમંત્રનું અનુરણન અથવા ગુંજન બુદ્ધિના વ્યાપાર વિના ચાલ્યું જતું અનુભવાતું હોય તેમણે જપસિદ્ધિ કરી માનવી ઘટે છે, અને તેઓ કૃતપુરશ્ચરણ મનાય છે પ્રણવના સબંધમા એક કોટિ જપ બરાબર થાય તો મર્મસ્થાનો અને કેન્દ્રો મંત્રના અનુરણનને ધારણ કરી રહે છે. આ પ્રકારનું પુરશ્ચરણ સફલ થયા પછી સાધકે જપસંખ્યાના દશાંશ જેટલો ઘૃત અથવા પાયસાન્ન વડે બાહ્ય અગ્નિમાં વિધિપુરઃસર હોમ આપવો જોઇએ, અને પુરશ્ચરણના આરંભથી તે હોમના અવધિ પર્યંત ઇષ્ટદેવતાની મૂર્તિ અથવા યંત્ર અથવા પ્રતીક લઇ તેની સર્વ ઉપચાર વડે આરાધના કરવી જોઈએ. બાહ્યપ્રયોગના આ ત્રણ મુખ્ય અંશોનું પરિપાલન કર્યા પછી પોતાના **શ્રીસદ્‌ગુરુદ્વારા** આંતરપ્રયોગનું જ્ઞાન મેળવવું ઘટે છે. આ આંતરપ્રયોગને યોગ અથવા ઉપાસના કહે છે, અને તે પ્રત્યેક મંત્ર પરત્વે જૂદો જૂદો હોય છે. જે મંત્રો શ્રેયસાધનરૂપે સ્વીકારાયેલા હોય છે તે મંત્રો સંબંધી ઉપાસના અથવા યોગ ભિન્ન ભિન્ન છતાં એક જ ફલને પ્રવર્તાવનાર હોય છે અર્થાત્ મંત્રીનો મંત્રાર્થદેવતા સાથે અભેદ સાક્ષાત્કાર કરાવવાનું તેનું પરમ પ્રયોજન હોય છે પરંતુ જે મંત્રો પ્રેયસાધનરૂપે સ્વીકારાયેલા હોય છે તે મંત્રોનો ઉપાસનાક્રમ અને ફલક્રમ પૃથક્ પૃથક્ હોય છે એટલે સઘળા સકામ મંત્રોની ઉપાસના અને ફલનો આવિર્ભાવક્રમ પૃથક્ પૃથક્ હોવાથી તે તે કામનાવાળા સાધકોને પોતાની અભ્યાસશ્રેણી વિના ઇતર સાધકોની અભ્યાસશ્રેણી કોઇપણ ઉપયોગમા આવતી નથી. તેથી તેવા અભ્યુદયના સાધકોને નિ:શ્રેયસના સાધકો પાસેથી વિશેષ જાણવા યોગ્ય હોતું નથી, તેમણે તો **શ્રીસદ્‌ગુરુથી** પ્રાપ્ત થયેલા ક્રમનું કામનાની સિદ્ધિ પર્યંત સેવન અવિચ્છિન્ન કરવું જોઇએ. જેઓ નિ:શ્રેયસની પ્રાપ્તિ અર્થે મંત્રના આંતરપ્રયોગની ભૂમિકાએ ચઢે છે તેઓ પ્રયોજનની એકતાને લક્ષમાં લઇ ઉપાસનાક્રમમા પરસ્પર સહાયક થઇ શકે છે. જો કે તેઓના ઇષ્ટમંત્ર પૃથક્ હોય તોપણ મંત્રોનો આંતરપ્રયોગ એક દિશાપ્રતિ ગતિ કરનાર હોય છે, અને તેમના પ્રયોગનું સ્થાન ષટ્ચક્રોમાં, હૃદ્‌પદ્મમાં, અથવા સહસ્રદલ પદ્મમાં—અર્થાત્ સુષુમ્ણાના સામાન્ય જનોના અગમ્ય માર્ગમાં હોય છે. તેઓની ઉપાસનાનો માર્ગ સુષુમ્ણા નાડીવિના ઇતર દેશમાં નહિ હોવાથી તેઓ પોતપોતાના અભ્યા-

સક્રમને ઇતરના ઉપયોગ પૂરતા જણાવી શકે છે, જો કે અનુભવ તો તે મ ત્રના ઉપાસકના પોતાના આત્મબલ ઉપરજ આધાર રાખે છે.

મ ત્રના આંતરપ્રયોગમા પ્રવેશ કરવા ઇચ્છનાર સાધકે પોતાના સ્થૂલશરીરનાં મર્મસ્થાનો અને તે સ્થાનોમાં પ્રવર્તતા સામાન્ય મતિથી અગ્રાહ્ય કેટલાક નિયમોનુ જ્ઞાન સ પાદન કરવાની અગત્ય છે. આ આતરપ્રયોગના માર્ગના જ્ઞાનમાં સાધકે એક રીતે (embryology) શારીરશાસ્ત્રનાં ગર્ભોત્પત્તિ પ્રકરણ, મર્મવ્યૂહ પ્રકરણ ( Neurology ) અવયવસ નિવેશ ( anatomy ), અને અવયવકાર્યપ્રણાલિકા (physiology)–ઇત્યાદિ ઘણા વિભાગોનુ સામાન્ય જ્ઞાન મેળવ્યું હોય છે તો મ ત્રશાસ્ત્રના પદાર્થોને તે સરલતાથી સમજી શકે છે. જેમને તેવુ જ્ઞાન પ્રાપ્ત નથી તેઓને સરલતાથી સમજાય તેટલી જ પ્રક્રિયા આ સ્થળે આપી સૌષુમ્ણ માર્ગનુ ઉપાસના પૂરતુ ભાન કરાવવા ધાર્યું છે.

આ કાળની સામાન્ય કેળવણી પામેલા સાધકને એટલુ તો જાણવામાં હશે કે આપણુ અગમ્ય કાર્ય કરવાને સમર્થ આ સ્થૂલ શરીર અન ત અવયવો, ધાતુઓ, નાડીઓ, વિગરેના સ ઘાતરૂપ છતા, અર્થાત્ ઘણા અણુઓના પુંજરૂપ છતા, એક અભિમાનીના ઇષ્ટાર્થને સિદ્ધ કરવા પ્રયત્ન કરતુ જણાય છે ભિન્ન પ્રકારની ધાતુઓ, શિરાઓ અને અવયવોને રચનાર આ શરીર ગત અણુઓ બે વર્ગમાં પડે છે. કેટલાક અણુઓ શરીરના ઘટક હોય છે, અને કેટલાક અણુઓ સજાતીય નવા શરીરને પ્રકટ કરવાના સામર્થ્યવાળા હોય છે. પ્રથમ પ્રકારના અણુઓને ઘટકાવયવ ( Sometic cells ) કહેવામાં આવે છે, જ્યારે બીજા પ્રકારના અણુઓને જનકાવયવ ( germ cells) કહેવામાં આવે છે. આ બને પ્રકારના અણુઓનું દ્રવ્ય સ્થૂલ શરીરના ભવિષ્યના વિકાસને પ્રકટ કરવા પૂરતુ આપણને આપણાં માતપિતા તરફથી પ્રાપ્ત થાય છે, અને તે દ્રવ્યના વિકાસ ક્રમમા જે નિયમો પ્રવર્તે છે તેનુ સર્વાંશ જ્ઞાન અર્વાચીન વિજ્ઞાન શાસ્ત્રથી પ્રકટ થયુ નથી. આપણા શાસ્ત્રમાં યોગજન્ય પ્રત્યક્ષ વડે પિંડાંડના આવિર્ભાવના નિયમો જણાયેલા છે અને તેનો ઉપયોગ મંત્ર શાસ્ત્રમાં અને અધ્યાત્મ શાસ્ત્રમાં સારીરીતે થયેલો છે. એ નિયમોનું વ્યવસ્થાપુર:સર જ્ઞાન જેઓ મેળવવા ભાગ્યશાળી થયા છે, તેમને અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્ર વડે બીજા દૃષ્ટિબિંદુથી ઘણો પ્રકાશ મળે તેમ

છે. આપણા શાસ્ત્રમાં શરીરના આરંભક દ્રવ્યને અર્થાત્ પિંડના (ogg nll ) પુટદ્વયને શુક્રશોણિત—એવું નામ આપવામાં આવે છે. તેમાં દ્રવરૂપ શુક્રમાં જે સચેતન અણુતરે છે તે પુંકેસર ગણાય છે, અને શોણિતદ્રવમાં જે શુક્રનું અણુ તરે છે તેને બીજ અથવા સ્ત્રીનો અંશ કહે છે. આ પુંકેસર અને બીજરૂપ અણુઓ ક્રમશ: પિતા અને માત તરફથી પૃથક્ પડી માતાના ગર્ભાશયમાં સંમિશ્રભાવ પામી એક પિંડરૂપ બને છે, અને તે મલદ્વયથી રચાયેલો પિંડ તદ્‌ગત ક્ષેત્રજ્ઞના વિદ્યા અને કર્મના બલવડે વિભક્ત થતો ચાલે છે, અને આ વિભાગમાં અને વિકાસના ક્રમમાં માતપિતાથી પ્રાપ્ત તે સંયુક્ત અણુઓમાં જ્યારથી આ બાહ્યસૃષ્ટિનો આરંભ થયો ત્યારથી આજ સુધી તે અણુઓના જનક અણુઓ ઉપર જે જે સંસ્કૃતિચક્રના અનુભવોના સંસ્કારો પડયા છે, તેની નાટકની પેઠે અનુવૃત્તિ થાય છે અને દસમાસમાં સઘળી અનુવૃત્તિઓ થઇ ગયા પછી છેવટનાં જે માતપિતાનાં શરીરો છે તેના મિશ્રગુણ ધર્મવાળુ તનુ પ્રકટ થાય છે, અને સ્વતંત્ર વ્યવહાર કરવા યોગ્ય જીવન બલવાળુ થતાં તે તનુ માતાના શરીરથી પૃથક્ પડે છે જેને લોક પ્રસિદ્ધ જન્મ કહેવામાં આવે છે. ક્ષેત્રજ્ઞના અથવા જીવાત્માના ભોગના આયતન અર્થાત્ સ્થાનરૂપ આ છેવટનો અવયવી પણ ઉપર કહેલા બે પ્રકારના અણુઓને ધારણ કરી રહે છે. કેટલાક અણુઓ તે અવયવીના અવયવોનુ પુન. પુન. નવીકરણ કરે છે અર્થાત્ તે અવયવોની રચનાને જોવીને તેવી કાયમ રાખે છે આમ કરવામાં અણુઓ તેનાં તે રહેતા નથી પરંતુ આહારાદિ વિધિમા જે પંચભૂતના અણુઓ આપણે લઇ રસાત્મક બનાવીએ છીએ તેમાંથી રૂધિરરૂપ ધાતુ પ્રકટ થઇ તે ધાતુમાંથી સર્વ ધાતુઓ પોતપોતાને ઉપયોગી સામગ્રી ખેંચી શરીરનાં ઘટકાવયવ અણુઓ પોતે નાશ પામી પોતાનાં સમાન બીજા અણુઓને મૂકતાં જાય છે. પરંતુ આ બલનો વેગ મૂલ પિંડના અણુના વેગથી પ્રેરાયેલો હોવાથી સામાન્યરીતે તે આયુષ્ નિર્વાહક મૂલ પિંડના અણુના કર્મ સંસ્કારો ખપતાં ઘટકાવયવ અણુઓ પોતપોતાનુ કાર્ય કરતાં અટકે છે, અને અણુઓનુ નવીકરણ થતુ અટકે છે એટલે સંઘાત તે અભિમાનીના ભોગનો નિર્વાહ કરવા અસમર્થ થાય છે, અને ક્ષેત્રજ્ઞનું પ્રાણોત્ક્રમણ થાય છે, અને અન્ય આયતનમાં નવી ગુણકર્મની સામગ્રી પ્રમાણે તે ક્ષેત્રજ્ઞ ચેષ્ટાવાળો થાય છે. એક દેહનો ત્યાગ અને ઇતરનો સ્વીકાર કરવાની જીવાત્માની અથવા ક્ષેત્રજ્ઞની પ્રવૃત્તિને

સંસાર યાતના કહે છે, અને આ પ્રવૃત્તિ અટકી ક્ષેત્રજ્ઞ પોતાના પરમ જ્યોતિ સ્વરૂપે સ્થિત થઈ દેહાદિના આશ્રયવિના રહે છે તેને મોક્ષ દશા કહે છે.

પ્રત્યેક પ્રાણી પોતાની જીવદ્દશામાં ઘટકાવયવ ઉપરાંત નવીન દેહના આરંભક અર્થાત્ જનકાવયવ અણુઓના પુંજને ધારણ કરે છે, અને તે અણુઓ ફ્લકોશમાં રહે છે અને તે પ્રજનનનુ કાર્ય કરે છે. આ પ્રજનનનુ કાર્ય કરતાં અણુઓ જો પ્રજનન સામગ્રીમા રોકાતા નથી તો કાંતો રૂપાન્તર પામી બાહ્ય પંચભૂતની ચેતના નિ-ર્વાહક સામગ્રીમા ભળે છે, અથવા ઓજસ્રૂપ નવીન ધાતુના રૂપમાં પલટાઈ તે તે શરીરીના શરીરની દિવ્યતા, દીર્ઘાયુ–ઇત્યાદિ ગુણધ-ર્મોને પ્રકટ કરે છે. ગમે તે રૂપમા પણ આ જનકાવયવ અણુઓ કાર્ય કર્યાવિના રહેતા નથી ગમેતો નવા દેહને બાલકરૂપે પ્રકટ કરે અથવા ઓજસ્રૂપ બની શરીરની દિવ્યતાદિને પ્રકટ કરે, અથવા બાહ્યસૃષ્ટિમા તેતે.પંચભૂતોમા ભળી ઇતર શરીરીઓના આહારાદિમાં ભળી પુન નવજનન કરે અથવા પ્રજનન કરે છે. જે શરીરીઓ નવા દેહનો પ્રકટ કરવામાં પોતાના શુક્ર શોણિત દ્રવ્યનો ઉપયોગ કરે છે તેઓ અધોરેતા કહેવાય છે, અને જેઓ પોતાના શરીરની દિવ્યતા અર્થે તેનો ઓજસ્ પરિણામ પ્રકટ કરવામાં ઉપયોગ કરે છે તેઓ ઊર્ધ્વરેતા કહેવાય છે. જેઓ ગૃહી હોઇ ક્રમશ મોક્ષમાર્ગમાં પ્રયાણ કરે છે તેઓ ઉભય ધર્મવાળા ગણાય છે.

માતાના ગર્ભાશયમાં રચાતા આપણા શરીરની પ્રથમ કલા (એક રીતે ષોડશી કલા કહેવાય છે તે) આપણા આ સૂર્ય મંડલના આદિ પ્રવર્તક પ્રજાપતિની સાથે સબંધ રાખનારી જેવીને તેવી કાયમ રહે છે, અને બીજી પંદર કલાઓ ત્યારપછીના પૂર્વજોની અનુવૃત્તિ કરવામાં રોકાય છે. આ પ્રથમ કલાને ક્ષેત્રજ્ઞની પ્રાણકલા કહે છે, અને ઇતર કલાઓ રસ, રુધિર, માંસ, મેદ, મજ્જા, અસ્થિ, શુક્ર અને ઓજસ્રૂપે પરિણામે છે. આ પિંડના આદ્યબિંદુની પ્રથમ પ્રાણકલા આ વિશ્વના અધિષ્ઠાતા વિરાડાત્મા અથવા સવિતૃદેવની વ્યાપક પ્રાણકલા સાથે સદા સર્વદા જોડાયેલી રહે છે. જેમ જલમાં તરતું મત્સ્ય જલથી છૂટુ પડે તો નાશ પામેછે તેમ પ્રત્યેક સચે-તન શરીરી અથવા ક્ષેત્રજ્ઞની પ્રાણકલા આ વ્યાપક સૂર્યના પ્રાણ દ્રવ્યમાં તરે છે જેમ આપણા રુધિરના દ્રવમાં રુધિરના અણુઓ (corpuscles) તરે છે, જેમ શુક્રના દ્રવમાં પુંકેસર તરે છે,

જેમ વાયુમંડલમાં પક્ષીઓ રમે છે તેમ આપણી જીવનની આદ્ય પ્રાણુ કલા આ વિરાડાત્માના પ્રાણુદવમાં તરે છે, અને તેને આશ્રયે રહી સર્વ વ્યવહાર કરે છે.

ક્ષેત્રજ્ઞના સંબધથી ચેતનાવત્ થયેલી આ મૂલપ્રકૃતિના અંશરૂપ પ્રાણુકલા જેવી રીતે મૂલપ્રકૃતિ વિરાડાત્માની વિકાસ પામી કાર્ય કરવા સમર્થ થાય છે તેમ વિજૃંભણુ પામે છે, અને તે સઘળી ધાતુઓ અને તેના અણુઓની પ્રેરક બને છે. આ પ્રાણુકલા આદ્યત્રિગુણાત્મક પ્રકૃતિના કાર્યરૂપ હોવાથી તે પ્રકૃતિમાંથી બલ પ્રાપ્ત કરે છે, તો પણ ક્ષેત્રજ્ઞના વિદ્યાકર્મના સસ્કારાનુસાર દેહથી નિયત્રિત થાય છે અને તેનો અવચ્છેદ થાય છે, એટલે દેહને મૂકી ઇતર પ્રદેશમા કાર્ય કરવા સમર્થ થતી નથી જેમ મત્સ્ય જલમાં રહ્યા છતા વાયુને લઈ પોતાના રુધિરની શુદ્ધિ કરી શકે છે, તોપણુ તેની વાયુને ગ્રહણુ કરવાની શક્તિ જલમડલથી અવચ્છિન્ન થયેલી રહે છે, તેમ જીવાત્માની પ્રાણુકલા વિશ્વના પ્રાણાત્મા સાથે યુક્ત છતા, અને તેમાથી પોતાનુ જીવનબલ મેળવતી છતાં તે સ્થૂલશરીરાવચ્છિન્ન રહે છે, આ પ્રાણુકલા પ્રત્યેક શરીરના શરીરમાં એક બાજુએ સૂર્યરશ્મિસાથે અર્થાત્ બ્રહ્માડના પ્રાણુકેન્દ્ર સાથે, અને બીજી બાજુએ સ્થૂલ શરીરના પૃથિવીતત્ત્વના કેન્દ્રસાથે જોડાયેલી રહે છે અને દેહમા રહી ઉભય કેન્દ્રને સ્પર્શ કરી રહે છે. અને તેનુ સ્થૂલ દેહમા મુખ્ય નિવાસ સ્થાન મર્મવ્યૂહમા ( Nirvous system ) હોય છે, જો કે તે પોતાના પ્રકાશવડે સર્વ ધાતુઓ અને શિરાઓમાં પ્રવેશ પામેલી રહે છે.

જેમ સમુદ્રના જલમડલમાં વાયુમડલ ગુથાયેલુ હોય છે તેમ પિડના પ્રાણુમડલમાં બ્રહ્મણ્ડના પ્રાણુમડલની શક્તિ પણુ વિદ્યમાન હોય છે. આથી પ્રત્યેક પિડમા પિડના અભિમાની ક્ષેત્રજ્ઞની અને તેના પ્રાણુની કલા ઉપરાત પરજ્યોતિ પરમાત્માની અતર્યામીકલા અને તેની પ્રેરક શક્તિ પણુ વિદ્યમાન રહે છે, એટલે પ્રત્યેક પિડમા ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણુકલા, અને અંતર્યામી અને તેની પ્રેરકશક્તિ જેને કુંડલિની શક્તિ કહે છે તે વાસ કરી રહે છે.

જ્યારે ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણુકલા સામાન્યત. બાહ્ય નાડીચક્રમાં અને મુખ્યત્વે કરીને ઇડા પિગલામાં વ્યાપ્ત રહે છે, ત્યારે અતર્યામી અને તેની કુડલિની નામની શક્તિ સુષુમ્ણાનામની નાડીમાં અને નભોમડલમાં રહે છે. જીવની પ્રાણુકલાનો કુંડલિની સાથેનો યોગ, અને ક્ષેત્રજ્ઞનો અંતર્યામી સાથેનો યોગ કરવો એ મત્રના આંતર પ્રયોગનું

પરમ પ્રયોજન છે. પ્રથમના યોગને હઠયોગ અને બીજાને રાજ-યોગ કહે છે.

જ્યારે સ્થૂલશરીરની રચનાનો પિંડબિંદુમાંથી આરંભ થાય છે ત્યારે અંતર્યામી અને તેની કુંડલિનીના નિવાસ અને અભિવ્યક્તિના સ્થાનની રચના પ્રથમજ થાય છે; અને તેના પછી ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણકલાનાં પ્રધાન વ્યાપારનાં સ્થાનો અર્થાત્ ધાતુઓ, અવયવો અને શિરાઓ રચાય છે બિંદુના વિભેદ પછી જનકદ્રવ્યના અણુઓનો પુંજ પ્રાથમિક મધ્યસ્થ શિરાને પ્રકટ કરે છે અને તે શિરાનું મૂલ કેન્દ્ર કંદસ્થાનમાં બંધાયા પછી તે શિરા સર્પની ફણાની પેઠે અથવા કેન્દ્રમાંથી છટકેલી ઘડીઆળની કમાનની પેઠે ઊર્ધ્વગતિ ધારણ કરી ઊર્ધ્વભાગમાં વિસ્તૃતરૂપ ધારણ કરે છે. આ મૂલકેન્દ્રને મૂલાધાર કહે છે, અને ઊર્ધ્વ ફણાવાળા ભાગને સહસ્રદળપદ્મ કહે છે મૂલાધાર અને સહસ્રદલપદ્મનુ અનુસંધાન કરતી શિરાના મધ્યભાગમા અતીવસૂક્ષ્મ પોલાણ રહે છે અને તેને બ્રહ્મનાડી કહે છે તે પોલાણના મજ્જામય વેષ્ટનને ચિત્રિણી નાડી કહે છે, અને તેના ઉપરના પટલને વજ્રાનાડી કહે છે આ આ પ્રમાણે બ્રહ્મનાડીનુ સુષિર, ચિત્રિણી, અને વજ્રા—એ ત્રણ પટલવાળા મર્મતંતુઓ અને કેન્દ્રના સમૂહાત્મક રજ્જૂને મંત્રશાસ્ત્રમાં સુષુમ્ણા નાડી કહે છે. અર્વાચીન શરીર શાસ્ત્રમાં તેને spinal cord કહે છે આ નાડી ત્રણ વેષ્ટનવાળી પૃષ્ઠવંશમાં (Vertibral column ) ગોઠવાયેલી રહે છે, અને તેનો મૂર્ધાના સહસ્રદલપદ્મ ( cerebrum ) દ્વાદશાર્ણુ કમલ ( Twelve cranial nervous platform) નિબોધિકા ( cerebellum ) ઇત્યાદિ મસ્તિષ્ક દ્રવ્યના અવયવો સાથે સંબંધ હોય છે આ સુષુમ્ણા નાડી મેરુના અર્થાત્ પૃષ્ઠવંશના મધ્યમા રહી મૂર્ધામા જે ફણાચક્ર નાખે છે તેને આજ્ઞા ચક્ર કહે છે ( medullaoblong-ata ). આ ચક્રમા મર્મતંતુઓ સહસ્રદલપદ્મમાથી ડાબા ભાગમાથી જમણી બાજુએ અને જમણી બાજુમાંથી ડાબી બાજુએ એમ દ્વિદલમા સુષુમ્ણામા જાય છે અને સુષુમ્ણાના તંતુઓ તેવા ડાબા જમણા ક્રમથી મૂર્ધામાં જાય છે એટલે સહસ્રદલ પદ્મના ક્ષોભ, અને સુષુમ્ણાના ક્ષોભ જ્ઞાન અને ક્રિયાનું ઉંચેથી નીચે અને નીચેથી ઉંચે વહન કરે છે મેરુ પ્રદેશમાંથી અર્થાત્ પૃષ્ઠવંશના મણિકાઓના મુખમાંથી સુષુમ્ણાના વજ્રા નામના પટલમાંથી મજ્જા તંતુઓ બહાર નીકળે છે, અને તેમાંથી સૂક્ષ્મ શિરાજાલ સઘળા શરીરનાં આંતર અવયવોમાં પ્રસરી રહે છે. આ નાડીવ્યુહ મેરુના

બાહ્ય પ્રદેશમાં રહે છે, અને ક્ષેત્રજ્ઞ અને તેની પ્રાણકલા સાથે તેનો પ્રત્યક્ષ સંબંધ છે, અને ઇન્દ્રિય વિજ્ઞાનના અને પ્રાણની ક્રિયાના વેગ અને સંસ્કારને તે નાડીવ્યૂહ સુષુમ્ણાની સાથે સંબંધ રાખતા તતુમુખ જેમને ગોમુખ કહે છે તે દ્વારા સહસ્રદલ પદ્મમાં પહોંચાડવામાં આવે છે સઘળો ચેતનાના જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા શક્તિનું પ્રસારણ અને સંકોચન આ મર્મવ્યહમાં થયાં કરે છે, અને જો કે આપણા જીવનમાં રસ રુધિર, માસવિગર ધાતુઓ ઘણો અગત્યનો ભાગ ભજવે છે, તોપણ આપણા માનસ અને અધ્યાત્મ જીવનનું પ્રધાન યત્ર આ મર્મવ્યુહ છે જેમાં મેરુના બાહ્ય પ્રદેશનુ નાડી ચક્ર, સુષુમ્ણા, અને તેમાના છ જ્ઞાનક્રિયાના કેન્દ્રો, અને સહસ્રદલ પદ્મ વિગરેનો સમાસ થાય છે. આ મર્મવ્યુહમા થતા જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાના વ્યાપારો સતત ચાલ્યા કરે છે, અને જીવનનો નિર્વાહ થાય છે તે વ્યાપારોના લગભગ પચોતેર ટકાનો ભાગ ક્ષેત્રજ્ઞની બુદ્ધિના કેન્દ્રમા આવતો નથી અર્થાત્ તે અજ્ઞાત ભૂમિકામા ( unconscious region) રહે છે, લગભગ વીસ ટકાનો ભાગ બુદ્ધિના મધ્યકેન્દ્રમાં નહિ આવતા પ્રાન્તભાગ ઉપર રહે છે એટલે તે વ્યાપારો જ્ઞાતાજ્ઞાત ભૂમિકામાં ( Sub-conscious region ) રહે છે, અને માત્ર પાંચ ટકાનો ભાગ બુદ્ધિના કેન્દ્રમા આવી જ્ઞાતભૂમિકામાં ( conscious region ) રહે છે ક્ષેત્રજ્ઞના મર્મવ્યહના જ્ઞાત, જ્ઞાતાજ્ઞાત અને અજ્ઞાત ભૂમિકાના વ્યાપારો ઉપરથી ક્ષેત્રજ્ઞની જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ—એવી ત્રણ અવસ્થાઓ બને છે, અને તે પ્રત્યેક અવસ્થામાં પણ વિસ્પષ્ટ વિજ્ઞાન, અસ્પષ્ટવિજ્ઞાન, અને જાડ્ય નામની ત્રણ અવાન્તર ભૂમિકાઓ જોડાવાથી જાગ્રત્—જાગ્રત, જાગ્રત્—સ્વપ્ન, જાગ્રત્ સુષુપ્તિ, સ્વપ્ન જાગ્રત્, સ્વપ્ન—સ્વપ્ન, સ્વપ્ન—સુષુપ્તિ, સુષુપ્તિ—જાગ્રત્, સુષુપ્તિ-સ્વપ્ન, અને સુષુપ્તિ—સુષુપ્તિ એમ નવ દશાઓ થાય છે.

આ નવ દશાઓના આવિર્ભાવ—તિરોભાવ મેરુના બાહ્યનાડી ચક્ર ઉપર આધાર રાખે છે, અને અયોગિજન તેને પરવશ રહે છે, તુરીય અવસ્થાનો આવિર્ભાવ મેરુના ભીતર પ્રદેશમા આવેલા સૌષુમ્ણ માર્ગમા થાય છે, અને તે યોગિજનના વ્યાપારનો પ્રદેશ છે. આ માર્ગને કુલપથ કહે છે, અથવા કુડલિનીની ગતિ આગતિનો માર્ગ કહે છે. ઉપર વર્ણવેલી સુષુમ્ણાના અતસ્તમ પ્રદેશમાં રહેલી બ્રહ્મનાડીનુ વિવર મૂલાધારના ત્રિકાસ્થિમાં ઉન્મુખ થયેલા સ્વયભૂલિગના છિદ્ર સાથે સબધ રાખે છે, તોપણ સુષુમ્ણા નાડીના કદપ્રદેશ આગળ આવી રહેલી અતર્યામીની ચિચ્છક્તિ ત્રિવલય અર્થાત્ ત્રણ

આંટા મારી તે વિવરને બંધ રાખે છે. આ ત્રિવલય કરતી હોવાથી અને મૂલાધારના ત્રિકોણરૂપ યોનિમંડલમાં—કુંડસ્થાનમાં—શયન કરતી તે શક્તિ હોવાથી તથા કુ—એટલે પૃથિવી તત્ત્વમાં સામાન્ય જીવોમાં લય પામેલી અર્થાત્ ડુબેલી હોવાથી તે શક્તિને કુંડલિની કહે છે. તે શક્તિના ત્રણ વલય અથવા આટાના વળને છોડાવી તે પૃથ્વીના કુંડમાં ડૂબેલી શક્તિને જાગ્રત્ કરી સૌષુમ્ણ માર્ગે નભોગામી કરી અંતર્યામી સાથેનો તેનો યોગ કરાવવાના ક્રમને મંત્રશાસ્ત્રનો આંતરપ્રયોગ કહેવામાં આવે છે; અને ઊર્ધ્વગમનમા કુંડલિની ક્ષેત્રજ્ઞની પ્રાણકલા સાથે યુક્ત થઇ ગતિ કરે, અને ક્ષેત્રજ્ઞ અંતર્યામીમા યુક્ત થાય, અને ત્યાર પછી તે ચિચ્છક્તિનો અંતર્યામી—સદાશિવ સાથે તાદાત્મ્ય સંબંધ અભિવ્યક્ત થાય તેને શિવશક્તિનુ સામરસ્ય કહે છે આ સામરસ્યનો સમાધિયોગમાં આસ્વાદ લીધા પછી પુન. પ્રતીતિરૂપે કુંડલિનીનુ અંતર્યામીથી વિખુટા પડવુ, અને પ્રાણનું કુંડલિનીથી પૃથક્ પડવુ, અને ક્ષેત્રજ્ઞનુ અંતર્યામીના અંશરૂપે પૃથક્ પડવુ—એ ઉત્થાન દશા છે.

એકવાર મંત્રના ઉપાસના ક્રમથી સામરસ્ય સિદ્ધ કરી બ્રહ્મ સાક્ષાત્કારનો ઉદય થયા પછી ઉત્થાન દશામા ક્ષેત્રજ્ઞ—પ્રાણનો અંતર્યામી—કુંડલિની સાથેનો વિયોગ માત્ર દેખાવારૂપ રહે છે, અને બંધનના હેતુરૂપ થતો નથી.

હવે મંત્રવિધિના આંતરપ્રયોગમા જે માર્ગનો ઉપયોગ કરવાનો છે તેને વધારે સ્પષ્ટ કરવા અયોગિજનના વ્યાપારવાળા મેરુદંડની બહારના પ્રદેશો પ્રતિ લક્ષ ખેંચીશુ આ પૂર્વ માર્ગનાં વિભાગો અને વિહારસ્થાનો ઉપરથી મેરુદંડના આભ્યંતર પ્રદેશમાં રહેલા પશ્ચિમના સૌષુમ્ણ માર્ગના વિભાગો અને વિહારસ્થાનો બુદ્ધિમા આરૂઢ થશે. આપણા સ્થૂલ શરીરના ચતુર્દશ ખંડ પડે છે, તેમા સાતખંડ પાયુથી નીચેના ભાગમાં અર્થાત્ જાનુ, જંઘા, અને પાદરૂપ અવયવોમા આવેલો છે, અને તે ઉપરના સાતખંડ બ્રહ્મરંધ્ર પર્યંત આવી રહેલા છે. બ્રહ્મરંધ્રથી પાદમૂલ સુધીના આ ચતુર્દશ ખંડને બ્રહ્માણ્ડના ગોલકોની વ્યવસ્થાના નામ આપવામા આવે છે, કારણ કે જે પ્રકૃતિનો વિકાસક્રમ બ્રહ્માંડમા છે તે જ ક્રમ પિંડાંડમાં છે પાયૂથી નીચેના સાત ખંડ સપ્ત પાતાલ કહેવાય છે, અને ઉપરના સાતખંડ ભૂ, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ અને સત્ય—એવાં સાત ભુવનના નામથી ઓળખાય છે તેમાં ભૂલોક પાયૂપ્રદેશમાં, ભુવર્લોક મેઢ્રપ્રદેશમાં, સ્વર્લોક નાભિ અને ઉદરપ્રદેશમા, મહર્લોક વક્ષપ્રદેશમાં, જનલોક કંઠસ્થલમાં, તપલોક કપાલપ્રદેશમા, અને સત્યલોક મૂ:

ર્ધપ્રદેશમાં ગણાય છે, અર્થાત્ બ્રહ્માંડનાં આ ભુવનોનાં આકર્ષક કેન્દ્રો ઉપર કહેલા સાતપ્રદેશમાં રહેલાં હોય છે. આ સાત પ્રદેશ પૂર્વમાર્ગના અર્થાત્ મેરુની બહારના ભાગમાં છે. તેના સમશિસ્તમાં મેરૂની અંદરની સુષુમ્ણા નાડીના ભીતર પ્રદેશમાં જે સ્થાનો છે તે પશ્ચિમ માર્ગની યોગિજનની વિહાર ભૂમિકાઓ છે. પાયુના સમશિસ્તમાં મેરુની અંદરના સૌષુમ્ણ માર્ગના કેન્દ્રમાં મૂલાધાર, મેઢ્રના સમશિસ્તમાં સ્વાધિષ્ઠાન, નાભિ અને ઉદર પ્રદેશના સમશિસ્તમા મણિપુર, વક્ષસ્થલના સમશિસ્તમા એટલે છાતીના વચલા આગલા અસ્થિની અણીથી પાછળ સમશિસ્તમા અનાહત, વક્ષસ્થલ અને કંઠના સંધિપ્રદેશના સમશિસ્તમાં વિશુદ્ધ અને કંઠના અવધિ અને કપાલાસ્થિના સંધિસ્થાનના સમશિસ્તમાં આજ્ઞા અને મૂર્ધપ્રદેશના નભોમાર્ગમા સહસ્રદલ પદ્મ આવી રહેલા છે આ સપ્ત યોગનાં પશ્ચિમ માર્ગના વિહારસ્થાનોમા સાત તત્ત્વોની પ્રધાનકલા પ્રવર્તે છે અને તે અનુક્રમે મૂલાધારથી સહસ્રદલ સુધી પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, મન અને ચિચ્છક્તિ—એ નામથી ઓળખાય છે આ સાત કલા પૈકી ચિચ્છક્તિ અથવા નિર્વાણ કલા અલિંગભૂમિકાની છે એટલે તેને સૂચન કરનાર સ્થૂલ શરીરમા પ્રકટ લિંગ હોતુ નથી. બાકીની છ કલા લિંગભૂમિકાની ગણાય છે કેમકે તેના સૂચક લિંગ સૌષુમ્ણ માર્ગમા હોય છે, અને તે ત્રણ ગ્રંથિ—બ્રહ્મ, વિષ્ણુ અને રુદ્ર ગ્રંથિ—ના નામથી ઓળખાય છે બ્રહ્મગ્રંથિ મૂલાધાર અને સ્વાધિષ્ઠાન પ્રદેશને વ્યાપ્ત કરે છે, અને તેને સ્વયંભૂલિંગ કહે છે, વિષ્ણુગ્રંથિ મણિપુર અને અનાહતપ્રદેશને વ્યાપ્ત કરે છે અને તેને બાણુલિંગ કહે છે, અને રુદ્રગ્રંથિ વિશુદ્ધ અને આજ્ઞાપ્રદેશને વ્યાપ્ત કરે છે અને તેને ઇતરલિંગ કહે છે ( ई कालं तरतीति इतरं शिवस्य पद इतर च तत् शिवपद इतरलिंगम्=કાલને તરી જનારૂ જે શિવનું પદ તે ઇતિરલિંગ કહેવાય છે )

હવે આ સૌષુમ્ણ માર્ગના આ વિહારસ્થાનોમા મંત્રયોગ કરવા ઇચ્છનાર સાધકે પોતાના પ્રણવમંત્રના સાત અંશોનો વિનિયોગ કરવો જોઇએ અને તે તે અંશો સાથે તે તે સ્થાનમાં સપ્ત દેવતા સાથેના તાદાત્મ્યના અનુસંધાનને સેવવું જોઇએ પ્રણવના સાત અંશો अ,उ, म्, નાદ, બિંદુ, શક્તિ અને શાન્ત—એ છે. પ્રણવના બાહ્ય લિપિના આકારમાં—ૐમાં આ સાત પૈકી છ અંશો સૂક્ષ્મ દૃષ્ટિથી વ્યક્ત થાય છે અર્થાત્ છનાં પ્રતીકો જણાય છે अ, उ, म्ના વિછિન્ન અંશો રેખા નીચે જણાવેલા છે, રેખા નાદ સ્થાને છે, બિંદુ બિંદુસ્થાને છે, અને અર્ધચંદ્ર અથવા હલ્લેખા શક્તિ સ્થાને છે.

આ પ્રમાણે ૭ વ્યક્ત પ્રતીકોના આલંબનને લઇ તે તે પ્રતીકના અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઈશાન, સદાશિવ, અને સદ્‌ગુરુ—એ ૭ દેવતાનું ષટ્ચક્રમાં તાદાત્મ્ય અનુસંધાન કર્યા પછી પ્રણવની અવ્યક્ત શાન્તકલા જેને નિર્વાણ કલા પણ કહે છે અને જે પરબિંદુ અથવા પરબ્રહ્મની સૂચક છે તેમાં નિર્વિકલ્પ સમાધિયોગ પ્રણવધ્વનિના અવસાને થાય છે. આ મંત્રના શબ્દબ્રહ્મનુ પરબિંદુમાં અર્થાત્ પરબ્રહ્મમાં નિર્વાણ થવુ અથવા શમી જવુ એ કુંડલિનીનો પરમશિવ સાથેનો સામરસ્ય પ્રસંગ ગણાય છે.

**મંત્રયોગમાં સાધકને ઉપયોગી થાય તેટલા સારૂ નીચેનું કોષ્ટક ચિંતન કરવા યોગ્ય છે:—**

| મેરુબાહ્ય પૂર્વ માર્ગ | મેરુનો અંતરનો પશ્ચિમમાર્ગ(સૌષુમ્ણ માર્ગ) | બ્રહ્માણ્ડના કેન્દ્રો | તત્ત્વો | પ્રણવના અંશો | દેવતા | પ્રતીક |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| પાયૂપ્રદેશ | મૂલાધાર | ભૂલોક | પૃથ્વી | અ | બ્રહ્મા | બ્રહ્મગ્રથિ સ્વયભૂ લિગ |
| લિંગપ્રદેશ | સ્વાધિષ્ઠાન | ભૂવર્લોક | જલ | ઉ | વિષ્ણુ | |
| નાભિ અને ઉદરનોપ્રદેશ | મણિપુર | સ્વર્લોક | અગ્નિ | મ્ | રુદ્ર | વિષ્ણુગ્રથિ બાણુ લિગ |
| વક્ષ પ્રદેશ | અનાહત હૃત્પદ્મ | મહર્લોક | વાયુ | નાદ | ઈશાન | |
| કંઠપ્રદેશ | વિશુદ્ધ | જનલોક | આકાશ | બિંદુ | સદાશિવ | રુદ્રગ્રથિ ઈતર-લિંગ |
| કપાલપ્રદેશ | આજ્ઞા | તપલોક | મન | શક્તિ | સદ્‌ગુરુ | |
| પરવ્યોમ | સહસ્રદલ | સત્યલોક | ચિચ્છક્તિ | નિર્વાણુકલા | પરબ્રહ્મ | અલિંગપર્યવસાન |

મંત્રના ઋષિ, છન્દ, દેવતા અને વિનિયોગ તથા મંત્રના બાહ્ય પ્રયોગનાં જપ, હોમ અને અર્ચનરૂપ અંશો અને આંતરપ્રયોગનો સૌષુમ્ણ માર્ગ તથા વિહારસ્થાનોનું યથામતિ પ્રતિપાદન પછી તે સ્થાનોમાં મંત્રના અંશો અને દેવતાનો યોગ શી રીતે કરવો એ રહસ્ય પ્રક્રિયા ઇષ્ટેચ્છા છે તો અન્ય લેખમાં આપવામાં આવશે.

**નર્મદાશંકર દેવશંકર મહેતા.**

श्री सद्गुरवे परमात्मने नमः

# अद्वैतसिद्धान्तनां सर्वग्राही तत्त्वो.

सर्वं खल्विदं ब्रह्म नेह नानाऽस्ति किञ्चन ।
मृत्यो॰ स मृत्यु गच्छाति यइह नानेव पश्यति ॥

अर्थ खरेखर आ सर्व विश्व ब्रह्म ज छे. एमा अनेक पृथक् पृथक् वस्तु जेवुं कइ ज नथी, तेथी जे मनुष्य आ जगत्मा मात्र परस्परविरुद्ध कल्पनाजन्य पदार्थो भिन्न भिन्नरूपे जुए छे, ते जन्ममरणना प्रवाहथी कदि पण छुटी शकतो नथी

मगल.

ॐ भद्रं कर्णेभिः श्रुणुयाम देवाः
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ॥
स्थिरैरङ्गैस्तुष्टुवा ९ सस्तनूभिः ।
व्यशेम देवहितं यदायुः ॥
भद्रं नो अपिवातय मनः
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

**भावार्थः**—हे देव ? अमारा कानथी अमे मगळरूप सांभळीए, हे यज्ञसरक्षक अग्नि आदि महानुभावो ! अमारी आंखोथी अमे मगल वस्तुओना दर्शन करीए; स्थिरस्वस्थ अगोपांगोथी परमेश्वरनी सेवा अने स्तुति करवा अमे तत्पर थइए, त्यां सुधी देवसतुष्ट थाय एवी अमारी व्यवस्था थवा द्यो. हे मन ! अमारू कल्याण थाय एवा स्वरूपवाळु तुथा

शार्दूल.

जेनी पूर्णकृपाथी वैखरी स्रवे थैने सुसिद्धिप्रदा,
जेनी बोधसुधाथी जीवन खरे ! सत्वे रमे छे सदा,
जेनी शीलद्युतिथी विश्वगहने सत्सारता हु लहुं,
ए श्री मंगळकारी इष्टि प्रणमी मुदित वाणी करूं.

## પ્રાસ્તાવિક યાચના.

પરમાત્મસ્વરૂપ, શ્રીમન નૃસિંહભગવાનની જયતિના પુણ્યપ્રદ દિવસે, શ્રેણીદ્વારા વિવિધ મતવ્યો અને વિચારણાઓ આલેખનારા વિષયો સાધક બધુઓને સાદર કરવાની શુભ અને શ્રેયસ્કાર પ્રથા પડેલી છે. આ એક પ્રણાલિ છે કે, તીર્થાટને નીકળતા સ્નેહી કુટુબી જનોને 'ફૂલ નહિતો ફુલની પાંખડી' એ ન્યાયે યથાશક્તિ કાંઇક સાદર કરવુ, અને તે દ્વારા તીર્થયાત્રાના પુણ્યમાં પોતાનો હિસ્સો પણ માગી લેવો. આ લોભ કાંઇ અન્યાયી ગણાયો નથી. તેથી આ પ્રણાલિને અનુસરી તેમજ શ્રી ઈષ્ટાજ્ઞાને શિરસાવદ્ય કરી, આપ સર્વ સાધક-બધુઓ, જેઓ વર્ત્તમાન જયતિમા ભાગલેવા, આ પુણ્યપ્રદ નૃસિહાશ્રમમાં પધારવા ભાગ્યશાલી થયા છો, અને, જેમણે અનેક શ્રેયસ્કર મન્તવ્યો તથા વિચારણાઓથી સપન્ન થવાનુ ધન્યભાગ્ય પ્રાપ્ત કર્યું છે, તેઓ સમક્ષ, હું પણ મારી આ અલ્પ અને અવિકસિત ભેટ આદરપૂર્વક ધરૂ છુ.

શ્રી ઇષ્ટેચ્છાથી અદ્વૈતસિદ્ધાંતનાં પરમ કલ્યાણકારી તત્ત્વોના ભડાર ઉપનિષદોના વાચનનો આરભ યથાશક્તિ અનુકૂલતા અનુસાર કેટલાક માસથી કરેલો છે, તેના પરિણામે મારી ગ્રહણ–ધારણશક્તિ અને અધિકાર અનુસાર, જે કઇક તાત્પર્ય ગ્રહાયલુ છે, તેનો સભવિત નિષ્કર્ષ, પ્રસ્તુત વિષયમાં આલેખ્યો છે વળી એ પણ જણાવવાની અપેક્ષા છે કે પ્રસ્તુત વિષયનિરૂપણ એ કાંઈ મારી સર્ગશક્તિનુ તેમજ બુદ્ધિપ્રભાનું પરિણામ નથી જ, પરતુ સુવિચારશીલ, મહાત્મા તત્ત્વજ્ઞોની વિચારણા– આલોચનાનુ જે કઈક પ્રતિબિબ મારૂ અતકરણ યથાશક્તિ ગ્રહી શકેલુ, તેનુ તેજ પ્રતિબિબ કઈક અત્રતત્ર સ્પર્શ–સંસ્કરણો ( touches ) સાથે મારી સંક્રામણ શક્તિ અનુસાર અહિ આલેખવાનો પ્રયાસ મે આદર્યો છે, કિવા ચેષ્ટા કરી છે.

શ્રી ઇષ્ટ કૃપાપાત્ર સાધકબંધુઓ ! આપમાંના અનેક સાધકોને પ્રસ્તુત વિષયનાં તત્ત્વો અવગત છે એટલું જ નહિ પણ ઘણાઓએ તો તેનો અનુભવ પણ કર્યો હશે, તેથી તેઓને આમાં અપૂર્ણતા જણાશે નહિ, તેમ અદ્વૈત સિદ્ધાંતનો વિષય અતિવ્યાપક, અતિગહન, અને અતિ કઠિન તથા શ્રદ્ધાશીલ જ ગ્રહણ કરી શકે એવો દુર્ઘટ છે, તેથી તેનાં તત્ત્વો વિષે કઈક કહેવાનો પ્રયાસ કરવો, એ મારા જેવા અવિકસિત બુદ્ધિવાળાને માટે તો કદાચિત્ ધૃષ્ટતાભર્યું પણ ગણાશે, તેમજ તેમાં દોષાપત્તિનો પણ સભવ છે તેથી વિનતિ કેઃ—

**गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।**
**तदुत्क्षिप्य विवेकेन समादधतु सज्जनाः ॥**

## આત્મતત્ત્વના શોધનની અગત્ય.

**य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सतोऽपिपासः सत्यकामः सत्यसंकल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वांश्च लोकानवाप्नोति सर्वांश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच ॥**

શ્રી છાન્દોગ્ય ઉપનિષદ્ પ્રપાઠક ૮ ખંડ ૭, મંત્ર ૧.

આ વચનદ્વારા શ્રુતિ પ્રત્યેક સાધકને માતા પ્રમાણે, પ્રજાપતિ બ્રહ્માદ્વારા, ઉપદેશે છે કે, " હે મુમુક્ષુ ! આત્મા સર્વ પાપોથી રહિત, નિર્લિપ્ત, અર્થાત્ સૂર્ય ચંદ્રાદિથી પણ અધિક નિર્મલ, સર્વ કલ્મષહીન, જરા અને મૃત્યુ વિનાનો, શોક, ક્ષુધા, પિપાસા એ સર્વેથી મુક્ત, સત્ય કામના–મનોરથ, અને સત્ય સંકલ્પોવાળો છે, તેનું અન્વેષણ તમારે અવશ્ય કરવું જોઇએ, તેને જાણવાની, તેનો પાર લાધવાની ઇચ્છા તમારે અવશ્ય કરવી જોઇએ, કારણ જે જીવ આ આત્માનું સ્વરૂપ યથાર્થ રીતે વિચારી, શાસ્ત્રો અને કર્મોપાસનાનુસાર તેનું પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરે છે અને પછી તેનો અપરોક્ષ અનુભવ–જ્ઞાન પ્રાપ્ત કરે છે, અર્થાત્ આત્માનો અનુભવ લે છે, તેને સર્વ લોક અને સર્વ કામનાઓ હસ્તામલકવત્ પ્રાપ્ત થાય છે, તેનું સર્વ અભીષ્ટ સિદ્ધ થઈ શકે છે, તેની કોઇ કામના અશેષ રહી જતી નથી "

પ્રજાપતિ ભગવાનના આ જ પરમ મંગલકર બોધને, પરમ કારુણિક શ્રીશંકર ભગવાન્ સરલ ભાષામાં પ્રતિબિંબિત કરતાં કહે છે કે, कस्य–त्व वा कुत आयातस्तत्व चिन्तय यदिदं भ्रात । कस्त्वं कोऽहं कुत आयात–इति परिभावय सर्वमसार मनसि विचारय वारंवार ॥ અર્થાત્ આપણે પોતે વાસ્તવિક રીતે કોણ છીએ, આપણું પોતાનું સ્વરૂપ શું, આપણું પ્રાપ્તવ્ય લક્ષ શું, આપણું ગન્તવ્ય કેન્દ્ર શું એ સર્વ જાણવું, વિચારવું, વ્યવહારમાં પરમાર્થ રીતે ઉતારવું, અર્થાત્ આત્માનું પોતાના જ અંતઃકરણમાં શોધન કરવું, અને પરમતત્ત્વ પ્રાપ્ત કરવું–અનુભવવું, એ પ્રત્યેક મુમુક્ષુ જીવનું આવશ્યક કર્તવ્ય જ છે. પરમતત્ત્વની પ્રાપ્તિ એ જ વાસ્તવ તત્ત્વજ્ઞાન છે, એમ તત્ત્વજ્ઞો કહે છે, અને તે કંઇ નહિ તો સ્વાર્થની ખાતર પણ પ્રાપ્ત

કરવા યોગ્ય છે તેથી જ શ્રી શંકર ભગવાન્ વિવેક ચૂડામણિમાં કહે છે કે–**इत कोन्वस्ति मूढात्मा यस्तु स्वार्थे प्रमाद्यति**–એવો તે કીયો મૂઢ પુરુષ હશે કે જે સ્વાર્થ સાધવામાં પણ પ્રમાદ કરશે. અર્થાત્ કોઇ સમજુ પુરુષ તો એવો પ્રમાદ સેવશે નહિ. અને ઇષ્ટ પરમતત્ત્વ સમજવા કટિબદ્ધ અવશ્ય થશે જ.

## તત્ત્વજ્ઞાનની વિચારણાનાં સાધન.

તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિની આવી આવશ્યકતા સમજાતાં તેની વિચારણાનાં સાધનોનો વિચાર કરવાની અગત્ય છે. તે સાધનો કીયા છે, તે જોઇએ આવા ઇષ્ટ તત્ત્વજ્ઞાનની વિચારસરણિના સાધનો સામાન્ય રીતે ત્રણ છે–(૧) શ્રુતિ, (૨) યુક્તિ, અને (૩ અનુભવ,–એમ અનુભવી વિચારકો કહે છે. પ્રકારાન્તરે આંગ્લ વિચારકો પણ યથાર્થ વિચારસરણિમાં આ જ ત્રણ સાધનો પ્રધાનપદે સ્થાપે છે. તેઓ તેને Revelation, Reason, અને Realisation કહે છે. પરંતુ આંગ્લ વિદ્યાથી વિભૂષિત કેટલાક યુવકો કેવળ બુદ્ધિવાદ–તર્ક abstract reasoningને અવલંબી તત્ત્વજ્ઞાનનો નિષ્કર્ષ પામવાના ખાલી ઉધામા–ઉલામા કરે છે. પણ તેઓએ આપણા આર્ય શાસ્ત્રોનાં ક્વચિત્ અલ્પ–જલ્પ અભ્યાસથી તો ક્વચિત્ પરોક્ષ સાધનો દ્વારાએ જ્ઞાન પ્રાપ્ત કરેલું હોવાથી તેમ જ પ્રત્યભિજ્ઞાન realisation ને યોગ્ય મુમુક્ષુત્વના અભાવે તેમનું એ જ્ઞાન સત્ય તત્ત્વની પ્રાપ્તિનું સાધક અને અનુકૂળ થતું નથી, પણ ભ્રામક નીવડે છે. આવી કોટિ અનિષ્ટ છે, અને તે કારણે કેવળ તર્ક અગ્રાહ્ય છે, એમ ઉપદેશતા કાઠકશ્રુતિ કહે છે કે, **नैषातर्केण मतिरापनेया प्रोक्ता अन्येनैव सुज्ञानाय प्रेष्ठ ।** ( પ્રથમ અધ્યાય દ્વિતીયવલ્લી મંત્ર ૯ ) હે પ્રિય નચિકેતા ! શ્રુતિએ પ્રતિપાદન કરેલા આત્માવિષે આવી મતિ (આત્મનિષ્ઠા ) બ્રહ્મબુદ્ધિ કેવલ સ્વબુદ્ધિની કલ્પનારૂપ તર્કથી પ્રાપ્ત કરી શકાતી નથી, અથવા ( अपनेय પાઠ લેતાં ) તર્કથી નાશ કરવાયોગ્ય નથી, પણ એવા તર્કવાદી પુરૂષથી અન્ય, મહાત્મા શ્રુતિના વેત્તા અને સ્વાનુભવી આચાર્યના ઉપદેશદ્વારાજ એવી બ્રહ્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને તેના પરિણામે જ્ઞેયતત્ત્વનું સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થાય છે, અર્થાત્ શાસ્ત્રશૂન્ય અને અનુભવશૂન્ય તર્કો–કુતર્કો એ કેવળ વિપ્રલાપ છે, તેમ એવા તર્કને બ્રહ્મબુદ્ધિ કેવળ અગોચરજ છે. તેથીજ યોગવાસિષ્ઠમાં કહ્યું છે કેઃ–

**न कुतार्किकतामेत्य नाशनीया प्रबुद्धता**
**अनुभूत्यपलापान्तैरपवित्रैः कुकल्पनैः ॥**

અર્થાત્ અનુભવનો પણ અપલાપ થઇ જાય ત્યાં સુધી અપવિત્ર કુકલ્પનાઓનો આશ્રય કરી, કુતાર્કિક થઈ જ્ઞાનના પ્રબોધનો નાશ ન કરવો.

આ તેમજ અન્ય પ્રમાણોથી એ સિદ્ધ થાય કે વાસ્તવ તત્ત્વજ્ઞાનની સફલ વિચારણા માટે શ્રુતિ, યુક્તિ અને અનુભવ× એ ત્રણે સાધનો અત્યંત આવશ્યક અને આદરણીય છે. સંક્ષેપમાં એટલું જ કે, પરમ કારુણિક તત્ત્વજ્ઞ સદ્ગુરુનો દયાશીલ અનુગ્રહ અને ઉપદેશ, આપ્તવાક્યમાં અડગ શ્રદ્ધા, પાત્રતા, અધિકાર સંપન્ન શિષ્યની આતુર જિજ્ઞાસા, સત્યનિષ્ઠા, અને તત્ત્વગ્રાહક નિર્મલ બુદ્ધિ, એ સર્વ એકત્રિત થતાં વાસ્તવ તત્ત્વજ્ઞાન ઉપલબ્ધ થાય છે. કહ્યું છે કે,—

**स्वानुभूतेश्च शास्त्रस्य गुरुश्चैवैकवाक्यता**
**यस्याभ्यासेन तेनात्मा संततेनावलोक्यते ॥**

સ્વાનુભવ, શાસ્ત્ર અને સદ્ગુરુ એ ત્રણની એકવાક્યતા જે મનુષ્ય અભ્યાસથી કરે છે, તે સતત આત્માને અવલોકે છે.

### અન્યદર્શનોથી વેદાંત દર્શનની શ્રેષ્ટતા.

અનાદિકાળથી તત્ત્વજ્ઞાનની શોધ, અનેક આર્ય મહાત્માઓ કરતા આવ્યા છે. તેઓએ જ્ઞેય તત્ત્વોની શોધ દાખવનારાં દર્શનો રચ્યાં છે. ચાર્વાક આદિ નાસ્તિક વેદબાહ્ય દર્શનો અલગ રાખી, અન્ય વેદાનુકૂલદર્શનો જોતાં જણાય છે કે તે સર્વેએ ઇષ્ટ આત્મતત્ત્વની શોધ પોતપોતાની વિચારણિ અનુસાર કરેલી છે આ દર્શનોમા ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા (કર્મકાંડ) અને ઉત્તરમીમાંસા ( જ્ઞાનકાડ–વેદાંત દર્શન ) એ છ મુખ્ય છે. આ સર્વ દર્શનોમા શ્રુતિના આધારે, જ્ઞેય તત્ત્વોની શોધ કરાયલી છે. પરંતુ તેમાનાં પાચ દર્શનોનાં મન્તવ્યો યુક્તિ અને અનુભવ આગળ ટકી શકતાં નથી, એવુ અનુભવી મહાત્માઓનું

---

× અનુભવની આવશ્યક્તા માટે "યોગવાસિષ્ઠમાં કહેલુ છે કે,—

**परमार्थ चमत्कारमन्तस्थानुभवं विना**
**अन्यस्यान्यं न जानाति सीधुस्वादमिव द्विज ॥**

અંતરમાં અનુભવ વિના પરમાર્થ ચમત્કારને અન્ય કોઇ જાણી શકે નહિ; મદ્યના સ્વાદને દ્વિજ જાણે નહિ તેમ.

મત છે. ઉપર દર્શાવેલાં શ્રુતિ, યુક્તિ અને અનુભવ એ ત્રણ તત્ત્વ, જ્ઞાનની વિચારસરણિના સાધનો દ્વારા, શ્રીશંકર ભગવાને, શારીરિક ભાષ્યાદિમાં એમ સિદ્ધ કરેલુ છે કે, જેટલુ અદ્વૈત સિદ્ધાંતદર્શન શાસ્ત્રસિદ્ધ, અકાટ્ય યુક્તિસિદ્ધ અને યથાર્થ અનુભવસિદ્ધ છે, તેટલા અન્ય દર્શનો નથી. એ પાચ દર્શનો કોઇને કોઈ રીતે અનાત્મ પદાર્થોનુ પ્રતિપાદન કરવામાં પ્રવૃત્ત થયેલા છે, અને સ્વવિરોધી છે, તેથી તે દ્વારા પરમતત્ત્વનો સાક્ષાત્કાર થવો અસંભવિત છે. આ કારણે ઇતર દર્શનો કરતા, મુમુક્ષુઓએ વેદાન્તદર્શન પ્રતિ આદર સેવવો જોઈએ, એમ પ્રબોધતાં **શ્રીશં**કર ભગવાન કહે છે કે,—

तथेतरे तार्किका. साङ्ख्यैरित्येव परस्परविरुद्धार्थकल्पनात आमिषार्थिन इव प्राणिनोऽन्योन्यविरुद्धमानार्थदर्शित्वात्परमार्थतत्त्वाद्दूरमेवापकृष्यन्तेऽतस्तन्मतमनादृत्य वेदान्तार्थतत्त्वमेकत्वदर्शन प्रत्यादरवन्तो मुमुक्षव स्यु ॥ ( પ્રશ્નોપનિષદ્ પ્રશ્ન ૬, મત્ર ૪ નુ પ્રાસ્તાવિક ભાષ્ય ).

" આ જ પ્રમાણે નૈયાયિકાદિ તાર્કિકોનુ ખડન સાંખ્યવાદીઓએ કરેલુ છે તેઓ આવા પ્રકારની પરસ્પર વિરુદ્ધ—અર્થવાળી કલ્પનાઓથી પોતાની પ્રક્રિયાને સ્વવિરોધી અને સ્વવિઘાતક કરે છે, અને માંસના લોભી પ્રાણીની પેઠે પરસ્પર વિરુદ્ધ એવા ભેદરૂપ અર્થ દેખે છે, અને તેના સ્વીકારથી ( તે જાળમા ) પોતે જ તેમા ફસી પડે છે. તેથી એમ કહેવાની જરૂરજ રહેતી નથી કે, તેમના મજનુ, તેમના પ્રતિવાદીઓએ ખડન કરેલુ છે, તેમ એ સ્વવિરોધી હોવાથી તે મત પરમાર્થ તત્ત્વથી અત્યત દૂર છે. તેથી મુમુક્ષુજન તેમના મતનો અનાદર કરી વેદાંતે પ્રતિપાદન કરેલી એકતાના જ્ઞાન પ્રતિ—બ્રહ્માત્મૈક વિષયક સિદ્ધાત પ્રતિ આદરવાળા થાય છે અર્થાત્ અન્ય મતો પારમાર્થિક નહિ હોવાથી તેઓ અદ્વૈતસિદ્ધાંત પ્રતિ ઉન્મુખ થાય છે. સક્ષેપમા એટલુ જ કથનીય છે કે —

**विवदत्स्वेव निक्षिप्य विरोधोद्भवकारणम् ।**
**तैः संरक्षितसद्बुद्धिः सुखं निर्वाति वेदवित् ॥**

વેદવેત્તા—વેદના રહસ્યનો જ્ઞાતા એવા વાદીઓ સાથે વિવાદ કરતાં કરતાં ચિદાકાશમાં વિરોધની ઉત્પત્તિનુ કારણ જે ભેદદર્શન, તેનો પરમાર્થથી ત્યાગ કરે છે, એવા ભેદવાદીઓના ભેદભ્રમથી પોતાની સદ્બુદ્ધિને સુરક્ષિત કરે છે, અર્થાત્ અદ્વૈત એ જ નિર્દોષ છે,

એવા સન્નિશ્ચયથી યુક્ત તેમની બુદ્ધિ થાય છે અને તે સર્વ વિકલ્પોથી શાંત થાય છે. અર્થાત્ સુખી થાય છે.

આમ ભેદદર્શી અન્ય દર્શનોથી વેદાન્તદર્શનની શ્રેષ્ઠતા અને ઉપયુક્તતાનુ નિર્વાચન જેમ શ્રી શંકર ભગવાને કરેલુ છે, તેમ અન્ય મહાત્માઓએ પણ આ જ આશયથી સ્પષ્ટ રીતે આમ કહ્યુ છે કે:—

**तावद्गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा।**
**न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेसरी ॥**

ક્ષુદ્ર સ્વભાવવાળા, નિર્બલ શિયાળસમાન ન્યાય આદિ શાસ્ત્રો ગહનવનમાં જ્યા સુધી જ ગાજી ઉઠે છે, કે જ્યાસુધી જન્મ—મરણરૂપી મહાન્ દુખ દૂર કરવામા, મહાન્ સમર્થ શક્તિવાળા સિંહરૂપી વેદાન્તશાસ્ત્રની માત્ર ગર્જના થઇ નથી. અર્થાત્ વેદાન્તદર્શનની કેસરીની ગર્જના થતાં વેત જ અન્ય શાસ્ત્રો પલાયન કરી જાય છે.

આ સર્વથી એ સ્પષ્ટ સમજાશે કે, મુમુક્ષુ સાધકો માટે અદ્વૈતસિદ્ધાન્તને પ્રતિપાદન કરનારૂ વેદાન્તદર્શન સર્વોત્કૃષ્ટ છે, અને તે યથાર્થ વિચાર—સરણિને અનુસરનારૂ હોવાથી, તેના તત્ત્વો તેઓએ સર્વથા ચિતનીય અને મનનીય તેમ જ ગ્રાહ્ય છે.

## અધિકારાદિની અપેક્ષા.

પરતુ તે માટે પાત્રતા—અધિકાર આદિની અત્યત અપેક્ષા છે. ઉપનિષદાદિ અદ્વૈત સિદ્ધાન્તના આકરગ્રથોથી એ પણ અવગત થાય છે જ કે, આ અદ્વૈતવિદ્યાના સિદ્ધાન્તો વેદમાથી પ્રાપ્ત થયેલા છે, અને તે સરલ છે, અને તે કારણે તેજ અનાદિ કાલથી દેવાદિ સર્વ લોકમાં પણ પ્રચલિત છે, અને જેઓ ઉચિત અધિકારસપન્ન હોય છે, તેઓ જ તેનો પાર પામી શકે છે. તે વિષે એક ગાથા વિચારવા યોગ્ય હોવાથી અત્રે આપી છે

## આત્મ-વિદ્યા અર્થે ઇન્દ્ર અને વિરોચનના પ્રયાસની ગાથા.

य आत्माऽपहत पाप्मा ..—ઇત્યાદિ નિર્વાચનથી આત્મતત્ત્વની શોધનો ઉદ્દ્ઘોષ પ્રજાપતિએ, એક સમયે કર્યો. તે વેળા દેવ અને દૈત્ય ઉભય હાજર હતા. તેઓને સર્વ અભીષ્ટની પ્રાપ્તિ કરાવનારી, આત્મવિદ્યાનુ સાધન જાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતે થઇ એટલે દેવદલ પોતાના પ્રતિનિધિ ઇન્દ્રને, અને અસુરોએ પોતાના પ્રતિનિધિ વિરોચનને એવી પ્રેરણા કરી કે, પરમાત્માનુ પરોક્ષજ્ઞાન મેળવી તેના

અપરોક્ષ અનુભવથી યુક્ત થનારનાં સર્વ અભીષ્ટ સિદ્ધ થાય છે; માટે એ જ્ઞાન આપણે કેવી રીતે મેળવી શકીશું ?

તમે એવી આત્મવિદ્યા પ્રાપ્ત કરવા અમારી તરફથી પ્રજાપતિ સમક્ષ જાઓ. ઇંદ્ર દૈવી સંપત્તિવાળો હોવાથી તેને આસુરી સંપત્તિવાળા વિરોચન પ્રતિ પ્રીતિ ન હતી, અને ઉભય એવી પ્રીતિની દરકારે ન કરતા આત્મવિદ્યા પ્રાપ્ત કરવા હાથમા સમિધાદિ લઇ પ્રજાપતિ સમક્ષ સીધાર્યા. તેઓને ઉચિત અધિકારથી સંપન્નકરવાની અગત્ય વિચારી પ્રજાપતિએ બત્રીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા કરી. તેટલો અવધિ વીતતા પ્રજાપતિએ તેમની જિજ્ઞાસા વિષે પ્રશ્ન કર્યો, અને આત્મવિદ્યા પ્રાપ્ત કરવાની તેમની ઇચ્છા જાણી લીધી. પછી બન્નેની પાત્રતા હજી ઓછી હોવાથી તેમણે તેમના પ્રશ્નનુ સમાધાન આમ સંદિગ્ધપણે યુક્તિ પુરસર કર્યું કે.— "હે ઇંદ્ર! હે વિરોચન! य एषोऽक्षिणि पुरुषो दृश्यते एष आत्मा— આંખ–અંતરૂમાં જે પૂર્ણ ષડ્ગુણયુક્ત વિશ્વનાયક પુરુષ દૃષ્ટિથી દેખાય છે તે જ મે વર્ણવેલા 'અજર' 'અમર' ઇત્યાદિ ગુણોથી યુક્ત પુરુષ છે, એ જ સર્વ લોકમાં યથેચ્છ સંચાર કરી શકે છે "

આસુરી સંપત્તિવાળો વિરોચન, બ્રહ્મદેવના આ સયુક્તિક વચનનો અર્થ એવો સમજ્યો કે, આંખમા જ આ વિશ્વપુરુષના દેહનુ પ્રતિબિંબ પડે છે. તેથી તેણે બિમ્બપ્રતિબિમ્બવાદનો આશ્રય લઇ, એવો પ્રશ્ન કર્યો કે જલ, તેલ તેમ જ (આરસીમાં) પ્રતિબિંબ દીસે છે તેમ ડોળામા એ પુરુષ દેખાય તે જ પૂર્વોક્ત પરમાત્મા કે અન્ય કોઇ ? આના ઉત્તરમા બ્રહ્મદેવે પાછુ એવુ સયુક્તિક વચન કહ્યુ કે,—જાગ્રત્ અવસ્થામા પ્રેરણા કરનાર ડોળામાં જે પરમાત્મા છે તે જ પરમાત્મા દિવ્ય દૃષ્ટિથી દેખાય છે જલ આદિમા પડતા તમારા આત્માના પ્રતિબિંબ અવલોકી પછી મને તમારી શંકા પૂછજો તેઓએ તે પ્રમાણે પોતાનાં પ્રતિબિંબ અવલોકયાં છતા સંશય ન ટળ્યો એટલે પ્રજાપતિએ તેમને કહ્યું કે— ઉત્તમ વસ્ત્ર, ઉત્તમ અલંકાર, ઉત્તમ ગંધ, આદિથી યુક્ત થઇ, જલમાં તમારૂ પ્રતિબિંબ જુઓ તેઓએ તેમ કર્યા પછી બ્રહ્મદેવે તેમને પૂછયુ કે, તમે શું જોયુ ? એટલે તેઓએ ઉત્તરમાં કહ્યુ કે "અમે તમે ઉપદેશેલો આત્મા જોયો."

આમ જિજ્ઞાસા શાંત થતાં, તેઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. વિરોચન એમ સમજ્યો કે, જીવ એ જ પરમાત્મા છે, અને

તેનું પૂજન કરવાથી અભીષ્ટ આત્મવિદ્યા પ્રાપ્ત થાય એટલે તેને તો શંકા રહી નહી પરંતુ ઇન્દ્રને પુનઃ આ તત્ત્વ વિચારતા સંશય થયો, એટલે તે તો પાછો બ્રહ્મદેવ પાસે આવ્યો અને પુનઃ બ્રહ્મચર્ય પાલનથી ઉચિત અધિકાર પ્રાપ્ત કરી તે સંશયનું સમાધાન કરી ગયો. સ્વસ્થાને જઇ તેનો વિચાર કરતાં પાછો તેને સંશય થયો. આમ ત્રણવાર બ્રહ્મદેવ પાસે આવી સંશયથી નિવૃત્ત થઈ અંતે વાસ્તવ આત્મવિદ્યાથી તે સંપન્ન થયો[1] ( જુઓ છાન્દોગ્ય ઉપનિષદ્ પ્રપાઠક ૮, ખંડ ૮ થી ૧૨ )

આવા ઉચિત અને આવશ્યક અધિકાર સંબંધમાં વિશેષ ઊહાપોહ કરવાનું અત્ર સ્થલ નથી તેમજ આ વિષય અતિ વિસ્તૃત, ગહન અને કંટકપૂર્ણ છે. તથા તેના નિરૂપણ માટે અનેક પારિભાષિક પરિપાટીઓ અને શબ્દોના જ્ઞાનની પણ અત્યંત આવશ્યકતા છે, તેથી તે વિષે સંક્ષેપમાં એટલું જ કે, આ મહત્વપૂર્ણ પરમ મંગલકારિ આત્મવિદ્યાનું રહસ્ય સમજવા માટે વિચારશીલોએ ચાર સાધનો કહ્યા છે -(૧) શમદમાદિ ૭ સંપત્તિ, (૨) બ્રહ્મજિજ્ઞાસા, (૩) નિત્યાનિત્યવિવેક, અને (૪) મુમુક્ષુતા (જુવો વિવેકચૂડામણિ શ્લોક ૨૪ ) આ માટે પ્રથમ તિતિક્ષા,—દુઃખો સહન કરવાની શક્તિ, પછી સદ્ગુરૂના વચનમાં શ્રદ્ધા, ચિત્તની એકાગ્રતા, અને સદ્બુદ્ધિનું સ્થાપન અર્થાત્ સમાધાન, વૈરાગ્યાદિ ષટ્સંપત્તિ અને મુમુક્ષુતાની અગત્યની છે આથી પ્રત્યેક મુમુક્ષુએ આત્મવિદ્યા પ્રાપ્ત કરવા, સત્ત્વશુદ્ધિના પ્રયાસ આદરવા ઘટે છે અને દૈવી સંપત્તિથી સંપન્ન થવું જોઇએ

## વર્તમાનકાલની શોચનીય સ્થિતિ.

પરંતુ વર્ત્તમાનકાલે દૈવીસંપત્તિનો[2] અભાવ દેખાય છે.

---

૧ આ આખ્યાયિકા આત્મવિદ્યા માટે ઉચિત અધિકાર અને સંપત્તિની અગત્ય મુમુક્ષુને સમજાવે છે માટે તે સર્વથા ચિંતનીય છે એ સમગ્ર આખ્યાયિકાનો અત્રે માત્ર સંક્ષેપ જ આપેલો છે પરંતુ મૂળમાથી તેનું સમગ્ર અવલોકન કરવું ઇષ્ટ છે, કારણ તેમાં અનેક મનનીય તત્ત્વોનો ઉપદેશ કરાયલો છે.

૨ अभयं सत्त्वसंशुद्धि र्ज्ञानयोगव्यवस्थिति.
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्याग शांतिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलं ॥ २ ॥

સિદ્ધિસંપન્ન મહર્ષિઓના શુદ્ધ વંશ પ્રાય અગોચર થયા છે અને બ્રાહ્મણાદિ વેદાનુયાયીઓ પ્રાય આસુરી સપત્તિમા પ્રવેશ કરી ચૂક્યા છે, કર્ત્તવ્યાકર્ત્તવ્યના વિવેકથી ભ્રષ્ટ થયા છે, એ અતિશય શોચનીય વાત છે આવી સ્થિતિમાં અદ્વૈતસિદ્ધાતના તત્ત્વોનો અનુભવ થવા, તેનું રહસ્ય સમજાવુ, એ અતિશય દુષ્કર છે પરતુ अकरणात् मदकरण श्रेय એ ન્યાયે એ પરમતત્ત્વોનો બોધ યથાર્થ રીત્યા ન ગ્રહી શકાય તો તેની ઝાંખી—અલ્પજલ્પ પણ દર્શન કરવુ, એ શ્રેયસ્કર છે; કારણ તેમ કરતા કોઈ કાલે તત્ત્વદર્શન સુભાગ્યે થવા સભવ છે. તેથી અહિ આપણે પણ યથાશક્તિ એ તત્ત્વો વિષે કંઈક વિચાર કરવા પ્રવૃત્ત થઈશુ, અને वादे वादे जायते तत्त्ववोध. એ ન્યાયે આપણા વિચારને છણી, ઊહાપોહ કરી, શ્રી સદ્‌ગુરુ કૃપાથી તત્ત્વબોધ પામવા તત્પર થઈશુ.

## આવરણ ભેદનારી પ્રક્રિયાઓ.

પરતુ તે પૂર્વે અહિ પુન એ વાત ટુકમા સમજવા યોગ્ય છે કે, અન્ત કરણમા અદ્વૈતજ્ઞાન ઠરે તે માટે વેદાન્તદર્શન અત કરણની નિર્મલતાની બાધક ત્રણ શક્તિઓ—દોષો—મલ, વિક્ષેપ અને આવરણ દૂર કરવાની પ્રક્રિયાનો ઉપયોગ ક્રમશ લોક કલ્યાણઅર્થે દર્શાવે છે. એ શક્તિઓ પુરુષને મોહ પમાડે છે. ભ્રાન્તિના વમળે ચઢાવે છે, અને તત્ત્વપ્રાપ્તિમા અનેક વિઘ્નો નાખે છે એ દોષોને નિષ્કામ ભાવથી કરાયલા કર્મ, અને ઉપાસના તથા જ્ઞાન જ દૂર કરી શકે છે. ચિત્તશુદ્ધિ અર્થે કર્મ કરતા નિષ્કામભાવ સેવવાથી મલ નામનો પાપ—દોષ દૂર થાય છે, મલ દૂર થયા પછી ચિત્તની એકાગ્રતા સાધવાની અપેક્ષા છે. તે માટે ઉપાસના સેવવી જોઈએ કારણ ઉપાસનાથી, વિક્ષેપ નામનો ચિત્તની ચચલતારૂપ દોષ ટળે છે. ચિત્તની નિર્મલતા અને એકાગ્રતા આમ સધાતા માત્ર અજ્ઞાનરૂપ આવરણ જ દુર કરવાની અગત્ય રહે છે, અને એ આવરણ યથાર્થ

तेज क्षमा धृति शौचमद्रोहो नातिमानिता ।
भवति सपददैवीमभिजातस्य भारत ॥ ३ ॥
दम्भो दर्पोऽभिमानश्च क्रोध पारुष्यमेव च ।
अज्ञान चाभिजातस्य पार्थ सपदमासुरीम् ॥ ४ ॥
दैवीसपाद्विमोक्षाय निबधायासुरी मता ।
माशुच. सपद दैवीमभिजातोऽसि पाडव ॥ ५ ॥
श्रीभगवद्गीता अ० १६.

જ્ઞાનથી દૂર થાય છે. માત્ર જ્ઞાન જ, આવરણ નામનો અજ્ઞાનરૂપ દોષ નષ્ટ કરી શકે છે. સંક્ષેપમાં, કર્મ, ઉપાસના, અને જ્ઞાન એ ત્રણેની આવશ્યકતા તથા ઉપયુક્તતા, વેદાન્તદર્શન લોકહિત અર્થે સમજાવે છે, અને તે દ્વારા તત્ત્વપ્રાપ્તિના માર્ગ સૂચવી, મુમુક્ષુને ઉદ્દિષ્ટ કેન્દ્ર પ્રતિ અભિમુખ કરે છે. આ ત્રણેનુ સમાધાનકારક અનુસરણ એક વેદાન્તદર્શન જ પ્રબોધે છે.×

## અદ્વૈત સિદ્ધાંતનાં સારભૂત તત્ત્વો

અદ્વૈત સિદ્ધાન્તનુ પ્રતિપાદન કરનારા વેદાન્ત દર્શન વિષયક પ્રસ્થાનત્રયાદિ અનેક ગ્રંથો વિદ્યમાન છે. તે એટલા બહુસંખ્યાક,

---

× કર્મથી પરમપદની પ્રાપ્તિ શી રીતે થાય તે જુઓ—

तस्मादसक्त सतत कार्य कर्म समाचर ।
असक्तोह्याचरन्कर्म परमाप्नोति पूरुष ॥

શ્રી૦ ભ૦ ગી૦ અ૦ ૩ શ્લો૦ ૧૯,

માટે અસક્ત રહી નિત્યે કરવાયોગ્ય કર્મને સારી રીતે સમાધાનપૂર્વકકર, કેમકે અસક્ત રહી કર્મ કરનાર પુરૂપ પરમપદને પામે છે

ઉપાસનાની અગત્ય વિષે નીચેના વચનો જુઓ—

गवासर्पि शरीरस्थ न करोत्यङ्गपोषणम् ।
तदेवकर्मरचित पुनस्तस्यैव भेषजम ॥
एवं सर्वशरीरस्थ सर्पिवत्परमेश्वर ।
विना चोपासना देवो न करोति हितं नृषु ॥ योगवासिष्ठ ॥

ગાયના શરીરમં રહેલુ ઘી, તેના અગનુ પોષણ કરતુ નથી, પરતુ કર્મદ્વારે એ ગાયનુ દૂધ કાઢી તૈયાર કરેલુ ઘી, તેને જ ઔષધરૂપ થઈ પડે છે તે પ્રમાણે સર્વ શરીરને વિષે ઘૃતની પેઠે સ્થિતિ કરી રહેલા પરમેશ્વર ઉપાસના વિના નરોનુ હિત કરતા નથી.

વળી— बोधोपास्त्योर्विशेष क इति चेदुच्यते शृणु ।
वस्तुतन्त्रो भवेद्बोध कर्तृतन्त्रमुपासनम् ॥
विचाराज्जायते बोधो ऽनिच्छा य न निवर्त्तयेत् ।
स्वोत्पत्तिमात्रात्संसारे दहत्यखिलसत्यताम् ॥ पंचदशी.

જ્ઞાન અને ઉપાસના એ ઉભયમા વિશેષ શો છે ? એમ પૂછો છો તો સાંભળો જ્ઞાન વસ્તુતન્ત્ર છે, અને ઉપાસના કર્તૃતન્ત્ર છે. વિચારથી જ્ઞાન થાય છે, અનિચ્છા તેને નિવૃત્તિ કરી શકતી નથી, ઉત્પન્ન થતાનીજ સાથે તે સસારની સમગ્ર સત્યતાને પ્રજાળી નાખે છે માટે એ અનિચ્છાને દાબવા ઉપાસના આવશ્યક છે

ગહન અને દુર્બોધ છે કે, આ કલિકાલમાં, ઉપર જણાવ્યુ તેમ, એ સદ્ગ્રથોનુ યથાવત્ અધ્યયન કરવા ઇચ્છનારા તે પાછળ પુરૂષોને એક તો શું, પણ અનેક જન્મો વ્યતીત કરવા પડે મુમુક્ષુઓની આ મુશ્કેલી પરમ કારૂણિક મહાત્માઓ સમજ્યા છે, તેથી તેમણે વિશેષે કરીને ઉત્તમાધિકારીઓના હિતાર્થ તેનો નિષ્કર્ષ નીચેના અર્ધ શ્લોકમાં વર્ણવ્યો છે.

**ब्रह्म सत्यं जगान्मिथ्या जीवो ब्रह्मैवनापरः ॥**

અર્થાત્ જે પરમસિદ્ધાતનુ પ્રતિપાદન કરોડો ગ્રથોએ કરેલુ છ, તે એક શ્લોકના એકજ ઉત્તરાર્ધમાં કહેલુ છે, અને તે એ કે! **“(૧) બ્રહ્મ સત્ય છે, (૨) જગત્ મિથ્યા છે, અને (૩) જીવ, બ્રહ્મજ છે, એથી ભિન્ન નથી.**

આપણે પણ ઉપર દર્શાવેલી, શ્રુતિ, યુક્તિ, અને અનુભવ એ ત્રિગુણી વિચારસરણિ અનુસાર, અદ્વૈત સિદ્ધાતનાં આ ત્રણ સર્વગ્રાહી પરમ તત્ત્વો વિષે કંઇક વિચાર કરીશુ[1] સમજવામાં સરળતા થાય તે માટે ઉપરના ક્રમ ન રાખતા આપણે અનુકૂલ ક્રમે એ ત્રણે તત્ત્વો વિચારીશુ

### (૧) જીવ-બ્રહ્મની એકતા *

૧ આ ત્રણ તત્ત્વોની અહિંથી શરૂ થતી વિચારણામા મુખ્યત્વે ‘બ્રાહ્મણવર્ચસ્વ’ એ માસિકના સને ૧૯૧૧ ના ઓકટોબરના (ભાગ ૯ અક ૧) અંકમાં આવેલા પડિત સુરેન્દ્રદત્ત સૈલાનીના અત્યત મનનીય, રમણીય અને સુઘટિત લેખનો આશ્રય લીધો છે તેથી તેઓનો અત્રે અત કરણ પૂર્વક આભાર માનવો એ આવશ્યક છે ઉપર જણાવ્યુ છે તેમ આ ત્રણ તત્ત્વોની મીમાસાનો વિષય અતિ ગહન અને દુર્બોધ હોવાથી, પડિતજી જેવા વિદ્વાનના નિબધનો આશ્રય લેવો એ ઉચિતજ છે. તેના આશ્રયે, મારી બુદ્ધિ અનુસાર પ્રસ્તુત અગાત વિચારણામાં શ્રુતિ વચનોની તથા શ્રીશંકર ભગવાનના વિવેકચૂડામણિ આદિ પચરત્નોનાં વચનોના રહસ્યની પ્રસગાનુકૂલ પૂર્તિની યોજના, મેં યથાશક્તિ કરેલી છે, એટલીજ તેમાં વિશેષતા છે

* પ્રસ્તુત અગોની વિચારણામાં, એ ધ્યાનમા રાખવાનું છે કે જીવ, અને બ્રહ્મ, એ જીવાત્માને પરમાત્માને નામે પણ ઓળખાય છે; તેથી જ્યાં એ બે શબ્દોનો પ્રયોગ કરાયો હોય ત્યાં તે ક્રમસર જીવ અને બ્રહ્મના પર્યાયવાચી સમજવા.

## ( क ) શ્રુતિઓ.

( ૧ ) सर्वंह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म ॥ માણ્ડૂક્ય ઉપનિષત્.
આ સર્વ બ્રહ્મ છે. આ આત્મા બ્રહ્મ છે )

( ૨ ) सर्वकर्मा सर्वकाम सर्वगन्ध. . एषम आत्मान्तर्हृदय एतद्ब्रह्म ॥
( છાન્દોગ્યોપનિષત્ )

( આત્મા સર્વકર્મ, સર્વકામ, સર્વગન્ધ, સર્વરસ, અવાક્, અનાદિ છે, એજ બ્રહ્મ છે. )

( ૩ ) प्रज्ञानं ब्रह्म ।

( ૪ ) तत्त्वमसि ।

( ૫ ) अहंब्रह्मास्मि ।

( ૬ ) इहैवान्त शरीरे सोम्य स पुरुष. ( પ્રશ્નોપનિષત્, પ્રશ્ન ૬ મત્ર ૨

( હે સોમ્ય ! આપણા હૃદય કમલમાં આ પુરુષ છે.

( ૭ ) अयमात्मा ब्रह्म । ( બૃહદારણ્યક ઉપનિષત્ )

**( ૮ ) एषसर्वेषु भूतेषु गूढोऽऽत्मा न प्रकाशते ।**
**दृश्यते त्वग्रयाबुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥**
( કઠોપનિષત્ અ૦ ૧ વલ્લી, ૩ મત્ર ૧૨ )

( સર્વ ભૂતોમા ગૂઢ રહેલો આ આત્મા પ્રકાશતો નથી પણ કુશાગ્ર, સૂક્ષ્મબુદ્ધિથી સૂક્ષ્મદર્શીયોજ તે જોઇ શકે છે. )

ઇત્યાદિ ઇત્યાદિ.

## ( ख ) યુક્તિઓ.

(૧) આ 'બ્રહ્મ' શબ્દ વ્યાકરણની રીતિ અનુસાર ' वृंह् ધાતુમાંથી ફલિત થાય છે बृह्, એટલે વિસ્તરવુ, વ્યાપવુ, વૃદ્ધિ પામવુ આ ધાત્વર્થથી " बृहत्तमत्वात् ब्रह्म " સર્વથી અધિક વિસ્તૃત, વૃદ્ધિંગત થાય તે ' બ્રહ્મ ' એવો ' બ્રહ્મ ' શબ્દનો અર્થ થાય છે. અર્થાત્ બ્રહ્માદિસ્તંબપર્યંત, અણુમા અણુ પદાર્થથી આરભી, મહાન્મા મહાન્ મેરુપર્વત પર્યત સમસ્ત ચરાચર વિશ્વમાં જે સર્વાધિક વિસ્તારથી વ્યાપેલ છે, જે સર્વનો અતર્યામી છે, તે બ્રહ્મ છે. તેથી જ્ઞાનીઓ કહે છે કે, " જેમ ઘટને નામે અને રૂપે પૃથ્વી ભાસે છે, તથા જેમ વસ્ત્રને નામે અને રૂપે રૂ ભાસે છે તેમ જ જગતને નામે બ્રહ્મજ ભાસે છે. " એટલે કે વિવિધ નામ રૂપ ધારી પદાર્થો એકજ વસ્તુથી વ્યાપ્ત છે. સર્વાત્મકતાથી સ્થિતિ કરેલી હોવાથી જ, બ્રહ્મ નામ પડેલુ છે. લૌકિક

વ્યવહારમાં ઘટ શરાવ, કનક, કુંડલ આદિ પદાર્થો ભિન્ન દેખાય છે, અને તે વ્યાવહારિક સત્તાનુ જ પરિણામ છે. પરંતુ પારમાર્થિક સત્તાથી જોતાં, તે મૃત્તિકા અને સુવર્ણ જ છે, તથાપિ અજ્ઞાનથી પ્રેરાયલાં જન આ એકતા જોઇ શકતાં નથી. અને તેમને પૃથક્-પણું જણાય છે, તે જ પ્રમાણે સર્વ સૃષ્ટિ વસ્તુત બ્રહ્મ જ છે, માત્ર અવિદ્યાજન્ય મોહથી ભિન્નતા ભાસે છે. જેમ રજ્જૂ, તેનુ સ્વરૂપ જાણનારને રજ્જૂ જ જણાય છે, અને તે ન જાણનારને તેમા સર્પની ભ્રાન્તિ થાય છે, તે પ્રમાણે જ્ઞાનીની દૃષ્ટિએ આત્મા, પરમાત્મા સ્વરૂપજ છે, માત્ર અજ્ઞાનીની દૃષ્ટિએ તે પૃથક્ વસ્તુ-રૂપે ભાસે છે.

વળી જેમ જીવાત્મા જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય અ-વસ્થાઓના અભિમાનથી વિશ્વ, તૈજસ્, પ્રાજ્ઞ અને શુદ્ધ એ નામે વ્યવહરાય છે તે જ પ્રમાણે ( નીચે આમાં જણાવાશે તેમ ) પર-માત્મા પણ અનુક્રમે વૈશ્વાનર, હિરણ્યગર્ભ, ઇશ્વર, અને શુદ્ધ બ્રહ્મ એ ચાર નામે ઓળખાય છે. વળી જેમ દેહના નખથી શિખ પર્યંત સર્વ અવયવોમા આત્મા વ્યાપેલો છે અને જીવનો દેહ એ આત્માનો દેહ છે તે જ પ્રમાણે સંપૂર્ણ બ્રહ્માંડમા બ્રહ્મ વ્યાપ્ત છે અને સંપૂ-ર્ણ બ્રહ્માડ, વિરાટ્ બ્રહ્મનુ શરીર જ છે આનુ પ્રમાણ 'तस्य ह वा एतस्यात्मा वैश्वानरस्य मूर्धैव सुतेजा' ઇત્યાદિ શ્રુતિઓ છે. આથી 'બ્રહ્મ' શબ્દનું વાચ્ય. "**સંપૂર્ણ ચરાચર બ્રહ્માંડમાં વ્યાપ્ત અખંડ ચોક્કસ પારમાર્થિક સદ્ વસ્તુ**" એ છે.

'૧ ) ( आ ) હવે 'આત્મા' શબ્દનુ વાચ્ય શુ છે? 'આત્મા,' अत् ધાતુમાંથી વ્યાકરણ રીતિ અનુસાર ફલિત થાય છે. अत् એટલે નિરંતર, સતત ગતિમાં રહેવુ, વ્યાપ્ત રહેવુ. તેથી अतति व्याप्नोति इति आत्मा ' જે સર્વત્ર વ્યાપ્ત રહે છે જે આત્મા, અર્થાત્ જે જીવના દેહમાં નખથી તે શિખા પર્યંત સંપૂર્ણ શરીરમાં વ્યાપ્ત છે તથા જે જીવની જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાઓના અભિમાનને લઇને ક્રમસર, વિશ્વ, તૈજસ્, અને પ્રાજ્ઞ કહેવાય છે, અને એ અન્યોન્યથી વ્યતિરિક્ત અવસ્થાઓમાં પ્રવ-ર્તતાં છતા જે સ્વયં તુરીય અવસ્થામાં પણ અત્યંત શુદ્ધરૂપે રહે છે. અર્થાત્ આ ચારે અવસ્થાઓમાં જે નિત્ય, એક રસ છે તે આત્મા છે. આમાં નીચેનું સ્મૃતિ વચન પ્રમાણ છે.—

**यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानिह ।**
**यच्चास्य संततो भावस्तस्मादात्मेति कीर्तितः ॥**

( સર્વ વસ્તુ પ્રાપ્ત કરે છે, સર્વ લે છે, સર્વ વિષયોને આ સંસારમા ખાઇ જાય છે, અને એનુ અસ્તિત્વ, સાક્ષીપણુ સતત અને સતત છે તેથી તે આત્મા કહેવાય છે. )

આથી ' જીવાત્મા ' શબ્દનુ વાચ્ય, " **સંપૂર્ણપણે જીવ દેહમાં વ્યાપ્ત અખંડ, એકરસ, પારમાર્થિક સદ્વસ્તુ** " છે.

' બ્રહ્મ ' શબ્દનુ વાચ્ય ' બ્રહ્માડ—વિશ્વમાં—સંપૂર્ણપણે વ્યાપ્ત અખંડ, એકરસ પારમાર્થિક સદ્વસ્તુ ' છે, એમ આપણે ઉપર કહી ગયા છીએ, અને ' આત્મા 'નુ વાચ્ય ' સંપૂર્ણપણે જીવ દેહમાં વ્યાપ્ત અખંડ, એકરસ, પારમાર્થિક સદ્વસ્તુ ' છે, એ આપણે સમજ્યા. આમ, સામાન્ય રીતે, ઉભય શબ્દોના યૌગિક અર્થની એકતા જણાય છે. માત્ર ' બ્રહ્માડ ' અને ' જીવદેહ ' એ બે પદોથી ભિન્નતા ભાસે છે પરતુ ' જીવદેહ ' એ બ્રહ્મ—વિરાટ્‌ના શરીરરૂપ બ્રહ્માંડનુ જ અંગ હોવાથી, ' બ્રહ્માડમાં ' ' જીવદેહ ' સમાઇ જાય છે એ રહસ્ય સમજાતાં, આ બે ઉપાધિઓથી જે ભિન્નતા ભાસે છે, તે મિથ્યા હોઇને ટળી જાય છે. માત્ર અજ્ઞાનીઓ એ ઉપાધિઓનો વિવેક કરી જાણતા નહિ હોવાથી, તેમ તેનુ મિથ્યાપણુ સમજતા ન હોવાથી તેમને એ ભિન્નતા ભાસે છે આમ ' બ્રહ્માડ ' અને ' જીવદેહ ' એ બે ઉપાધિઓથી દીસતી ભિન્નતા દૂર થાતાં, યૌગિક અર્થના બલથી ' બ્રહ્મ ' અને ' આત્મા ' એ બેની અભિન્નતા સિદ્ધ થાય છે, અર્થાત્ ' બ્રહ્માંડ ' અને ' જીવદેહ' એ બે પદ દૂર કરતા, ' બ્રહ્મ અને ' આત્મા ' એ બે શબ્દોનું વાચ્ય " એક સ્વભાવવાળી સદ્વસ્તુ " અવશેષ રહે છે, અર્થાત એમાં ભિન્નતાનો અસંભવ છે

વાસ્તવિક રીતે 'બ્રહ્મ' અને ' આત્મા ' એ બે શબ્દો એક જ ' પારમાર્થિક, અખંડ, એકરસ, વ્યાપક સત્તાનાં માત્ર ભિન્ન નામજ છે કેવલ નામભેદ છે; કાંઇ વાચ્ય વસ્તુમા ભેદ નથી. દૃષ્ટાંત તરીકે ' અમૃત ' અને ' સુધા ' એ બે શબ્દો લઈયે. આ બે એકજ પદાર્થનાં ભિન્ન નામ છે, પરતુ મરણ નિવારણ કરવાનો ધર્મ એ બનેમાં કાયમ છે; અને તેને લીધે જે પદાર્થ તેનું વાચ્ય છે તે એક જ છે. બીજો એક વધારે સુતર દાખલો લઇયે.

એક ' સરોવર ' નિર્મલ શીતલ જલથી ભરેલુ છે તેને 'બ્રહ્માંડ' સમજીયે ને ' જલ 'ને ' આત્મ તત્ત્વ ' રૂપે માનીયે. હવે એ સરોવર ઉપર રેંટ નિરંતર ચાલે છે તે રેંટ ઉપર જે ' ઘડાઓ '–ગડીયાં–ની હાર હોય છે તે અનુક્રમે તે જલ ધારણ, ગ્રહણ કરે છે ને પછી ઇતર કોઇ પાત્રમાં અગર તેજ સરોવરમાં પાછુ ઠાલવે છે. આ ઘડામાનુ જલ ને સરોવરનુ જલ વસ્તુત એક જ છે. ઉભયમાં રહેલ જલમા તૃષા આદિ છીપાવવાનો ગુણ–ધર્મ સામાન્ય એક જ છે. માત્ર ઉપાધિ ભેદ ' સરોવર ' અને ' ઘડો ' એ છે. એ ' ઉપાધિ ' દૂર થતા અતસ્તત્ત્વ એક જ છે. તે જ મુજબ ' બ્રહ્માંડ ' અને ' પિંડ ' અથવા ' જીવદેહ ' ઉભયમાં ' આત્મતત્વ ' એકજ સમાન ધર્મ ગુણી છે. ભેદ માત્ર ' બ્રહ્મ ' અને ' જીવ ' રૂપી ઉપાધિનો છે આપણે સેવકને અમુક ' સરોવર 'નુ જલ લાવો કહીશુ, ને તે 'ઘડા'મા કે પ્યાલામાં લઇ આપશે. આ ઉપાધિનો ભેદ માત્ર જોઈને આપણે ભ્રાન્ત થવાનો સભવ નથી. તે ચોક્કસ સરોવરનુ જ ' જલ ' છે એટલી આપણી ખાત્રી થઇ એટલે ઉપાધિ ભેદથી વાચ્ય વસ્તુમા ફેરફાર નથી એમ આપણે તત્કાલ સમજીયે છીએ–એમ શુ કરવા ? આપણે પાણી પીયે છીયે તે વખતે તે ઉપાધિ ભેદનો ખ્યાલ પણ રહેતો નથી સક્ષેપમા નામ ફેરથી કઇ વસ્તુધર્મ બદલાતો નથી, તેમ તે કાંઇ અન્ય અત્યત વિલક્ષણ પદાથ બની જતો નથી,

આ સર્વથી એમ સમજાશે કે, ' વ્યષ્ટિ ' ' એ જીવાત્મા 'નુ નામ છે, અને ' સમષ્ટિ ' એ પરમાત્માનુ નામ છે ' જીવ ' એ એક ' વૃક્ષ ' છે તો ' સમષ્ટિ ' એ તેવા અનેક ( વ્યષ્ટિરૂપી ) વૃક્ષોથી ભરચક વન છે. શ્રી શકર ભગવાન્ આમ સમજાવે છે કે —

**सच्चिदात्मन्यनुस्यूते नित्यविष्णौ प्रकल्पिता ।**
**व्यक्तयो विविधा सर्वा हाटके कटकादिवत् ॥**

(આત્મબોધ– સત્સ્વરૂપ નિરૂપણ પ્ર ૧ શ્લો. ૮).

જેમ સુવર્ણમાં કડાં, કકણ, કુડલ આદિ ભૂષણો કલ્પના માત્ર છે, પરતુ વસ્તુત સુવર્ણથી કડા આદિ પદાર્થ કોઇ ભિન્ન વસ્તુ નથી, તેજ પ્રમાણે સચ્ચિદાનદરૂપથી સર્વ સસારમાં ઓતપ્રોત વૈષ્ણુ–બ્રહ્મમાં, દેવ, મનુષ્ય, પંચતત્વાદિ સંસાર કલ્પના માત્ર છે. આના પ્રમાણમાં નીચેનુ વેદવચન છેઃ—

**सकल ओतमोतश्च विभुः प्रजासु ।**

( યજુર્વેદ અધ્યાય. ૩૨. )

**( વિભુ–વ્યાપક પરમાત્મા સર્વ પ્રજામાં ઓતપ્રોત છે. )**

સક્ષેપમાં એટલુજ કે, જેમ ' વાણા ' અને ' તાણા ' એ ભિન્ન નામ અને ભિન્ન રૂપથી એકજ વસ્તુ ' સૂત્ર ' ઓળખાય છે, તે કાંઇ સૂત્રથી ભિન્ન નથી, તે પ્રમાણે વેદ કહે છે કે પ્રજામાં પરમેશ્વર ઓતપ્રોત છે, અને પરમેશ્વરથી પ્રજા કાંઇ ભિન્ન નથી

( ક ) આમ ' બ્રહ્મ ' અને ' આત્મા ' શબ્દો એકજ પારમાર્થિક સદ્વસ્તુના વાચક હોવાથી ' આત્મા ' શબ્દનો પ્રયોગ ' જીવ ' અને ' બ્રહ્મ '–' પરમ ' સાથે કરવામા આવે છે ' જીવાત્મા ' અને ' પરમાત્મા ' મા જે ભેદ ભાસે છે તે ' જીવ ' અને ' પરમ ' એ ઉપાધને લીધે છે. આથી આમા ભાગત્યાગ લક્ષણાથી ' વિરોધી ' દીસતા ' જીવ ' અને ' પરમ ' એ બે અશો દૂર કરી, ' આત્મા ' એ અવિરોધી અશ લેતા બનેમા ' આત્મા ' ' આત્મા ' એવો એકજ સમાન અશ અવશેષ રહે છે. એટલે ' જીવાત્મા ' ' પરમાત્મા ' થશે. જેમ કે,–જીવ+આત્મા=પરમ+આત્મા. આમાંની ' જીવ ' અને ' પરમ ' એ બે વિરૂદ્ધ દીસતી ઉપાધિઓ ભાગ–ત્યાગ લક્ષણાથી દૂર કરી દીધી, અથવા એ બે ઉપાધિઓ મિથ્યા હોવાથી તેને 'શૂન્ય' માનીલીધી તો તેનુ આવુ સમીકરણ equation થાય –

જીવ+આત્મા=પરમ+આત્મા.

૦+આત્મા=૦+આત્મા.

બને પક્ષના શન્ય ઊડી જતા, આત્મા=આત્મા, એમ થયું. અર્થાત્ કેવલ એકજ આત્મા અવશેષ રહ્યો. જેમ ' રાજ્ય ' અને ' તરવાર ' એ બે ઉપાધિને લીધે એક મનુષ્ય રાજા અને બીજો સીપાઈ કહેવાય છે, પરતુ એ બન્ને ઉપાધિનો ત્યાગ કરતાં 'રાજા' અને ' સીપાઈ' ન રહેતાં કેવળ ' મનુષ્ય ' રહે છે, તે પ્રમાણે ' જીવ ' અને ' પરમ ' ઉપાધિ દૂર કરતા કેવળ આત્માજ અવશેષ રહે છે.

આના સમર્થનમાં નીચેનાં દૃષ્ટાંત ઘટાવતાં તે વિશેષ સમજાશે–

' આકાશ ' એ એક વિશ્વવ્યાપક મહાભૂત છે તેને ' ઘર, ' ' મઠ, ' ' મહત્ ' ઇત્યાદિ ઉપાધિ લાગતાં તે ' ઘટાકાશ ' ' મઠાકાશ, ' અને ' મહદાકાશ ' એમ ભિન્ન ભિન્ન નામોથી વ્યવહારમા ઓ-

ળખાય છે, પરંતુ વાસ્તવિક રીતે એક જ છે, ભિન્ન નથી. ધારો કે, આપણે મઠમાં બેઠા છીએ અને આપણી સામે મઠમાંજ એક ઘડો છે. અહિં ત્રણ આકાશ પ્રવર્તતાં દીસે છે. (૧) ઘટની ભીતર રહેલું ઘટથી અવચ્છિન્ન ઘટાકાશ, (૨) ઘટની જેમાં સ્થિતિ છે એવા મઠની અંદરનુ મઠથી અવચ્છિન્ન મઠાકાશ અને (૩) એ મઠ જેની અંદર આવેલો છે એ મહત્તનુ ત્રીજુ મહદાકાશ. હવે ઘટને ફોડી નાંખો, અને જુઓ કે, જેને તમે અત્યાર સુધી ઘટાકાશ ' માનતા હતા અને કહેતા હતા તે કયા ગયુ ? ખરી રીતે તો તે ગયુંએ નથી ને તે આવ્યુએ નથી, જેમ મઠમા બેઠા બેઠા તમે મઠાકાશ જુઓછો તેમ ઘટ હતો ત્યારે તમે ' ઘટાકાશ ' જોતા હતા, પણ કેવળ ' ઘટ ' ઉપાધિનો નાશ થયો એટલે ઘટાકાશ દેખાતુ બંધ થયુ, અને માત્ર મઠાકાશ અને મહદાકાશ દેખાતા રહ્યાં હવે મઠની બહાર નીકળો, અને ઘટની પેઠે મઠનો પણ નાશ કરી, પચમહાભૂતમા મેળવી દ્યો અને જુઓ કે મઠાકાશ કયા ગયુ ? તે કાઇ ગયુ કે આવ્યુ નથી, પણ મઠ હોવાથી તમે મઠાકાશ જોતા હતા અને એ ઉપાધિનો નાશ થતા તે દેખાતુ બધ થયું, અને હવે કેવળ મહદાકાશજ રહ્યુ (જુઓ આત્મબોધ પ્રકરણ ૧ શ્લોક ૯)

આ પ્રમાણે આત્મા અને બ્રહ્મના સ્વરૂપ વિષે સમજવુ. આત્મા મહદાકાશની પેઠે બ્રહ્માડમા વ્યાપ્ત છે અને જીવરૂપી ઉપાધિથી જીવાત્મા કહેવાય છે, તેમ પરમઉપાધિથી પરમાત્મા મનાય છે. પરતુ દૃષ્ટિથી આ બે ઉપાધિઓ દૂર કરતા, અખડ, એકરસ, સર્વવ્યાપી, પારમાર્થિક વસ્તુજ દેખાય છે. આથી બ્રહ્મ અને જીવની એકતા નિર્વિવાદ સિદ્ધ થ-.

એજ પ્રમાણે જલનુ દૃષ્ટાન્ત લ્યો. જલ સ્વભાવે શુક્લ અને મધુર છે પરતુ તેમાં મીઠું, લીંબુનો રસ, રાતો, પીળો, કાળો આદિ રગો મેળવતા, તે ખારૂ, ખાટુ, રાતુ. પીળુ, કાળુ, એમ વિવિધ રૂપે ભાસે છે, પણ વાસ્તવિક રીતે તો તેના શુકલ અને મધુર ગુણ તો તેમાં કાયમજ છે, આ ઉપાધિઓ દૂર થતા જલ પોતાનું સ્વરૂપ દાખવશેજ.

આમ પૃથ્વી, તેજ, વાયુનાં દૃષ્ટાંતો ઘટાવતાં છેવટે એ રહસ્ય અવશ્ય લક્ષ્યમાં આવશે કે, જેમ ચોખા, સ્વરૂપે ધોળા અને શુદ્ધ છે અને (ડાંગરમાં) ફોતરાથી ઢંકાયલાં હોવાથી તેનું રૂપ પ્રકટ થતુ નથી, પણ છોતરાં ખાંડી જૂદાં પાડતાં, ચોખાજ મૂળ

રૂપમાં દીસે છે, તેમ અન્ન—પ્રાણ—મન—વિજ્ઞાન—આનંદ એ પંચકોશમય ઉપાધિ હોવાને લીધે, જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં વ્યાપ્ત, સ્વયંપ્રકાશ સ્વરૂપ, અજ્ઞાન આવરણથી ઢંકાયલું હોવાને લીધે, મૂળરૂપે દીસતું નથી, એટલેજ ભેદબુદ્ધિ રહે છે પણ આ ભેદબુદ્ધિ વિવેક અને જ્ઞાનથી ટાળતા, આત્મા, સ્વયંજ્યોતિ, અખંડ, એકરસ, પારમાર્થિક વસ્તુજ છે એવો અનુભવ થાય છે

આ રીતે, અનેક યુક્તિઓથી બ્રહ્મ અને જીવની એકતા નિર્વિવાદ સિદ્ધ થાય છે

### અનુભવ

આમ શ્રુતિવચન અને યુક્તિઓથી સિદ્ધ થતુ જીવ અને બ્રહ્મનુ ઐકય કેવળ સ્વાનુભવગત જ છે એ ઐકય, દૃષ્ટા પોતે જ અનુભવી શકે છે તેનુ વાસ્તવ દર્શન એજ સત્ય આત્મ—સંવિજ્ઞાન છે જેમ આરોગ્યની પ્રાપ્તિ માટે રોગીએજ પથ્ય અને ઔષધનુ સેવન કરવું જોઇએ, જેમ ચન્દ્રનું સ્વરૂપ જોવા ઇચ્છનારે પોતે જ ચક્ષુથી એ રૂપ જોવુ જોઇએ, અને અન્યનુ પથ્યૌષધસેવન તથા ઇક્ષણ તે કાર્ય સાધી શકે નહી, તેમ આત્મસ્વરૂપની પ્રતીતિ મુમુક્ષુએજ કરવી જોઇએ અલબત્ત તત્ત્વવિત્ આચાર્ય સદ્‌ગુરૂ પોતાના તત્ત્વાનુભવથી, મુમુક્ષુ શિષ્યને સન્માર્ગ દાખવે છે, તેટલા પુરતો એ અનુભવ, જીવ—બ્રહ્મના ઐકયરૂપી પરમ તત્ત્વના દર્શનમાં ઉપયોગી થાય છે, એ ખરૂ, પરતુ મુમુક્ષુએ પોતે એ પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરવાનો છે, છે, અને એ સાક્ષાત્કાર સમાધિસ્થ કે જીવન્મુક્ત દશામાં જ પરમ અધિકારી જ કરી શકે, તેથી કઠોપનિષત્‌માં કહ્યુ છે કે,—

**न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम्**
**हृदा मनीषा मनसाभिक्लृप्तो यएताद्विदुरमृतास्तेभवन्ति ॥**

સ્વાનુભવને યોગ્ય, અવ્યક્ત પરમાત્માનુ રૂપ દેખી શકાય એવું નથી, તેમ ચક્ષુથી કોઇ પણ તે જોઇ શકતો નથી, પરતુ મન ઉપર સ્વામિત્વ ધરાવનાર પુરુષ જ શુદ્ધ બુદ્ધિ અને એકનિષ્ઠ બ્રહ્મચિતનથી જ તે અનુભવી શકે છે, અને જેઓને એવો અનુભવ થાય તેનુ કે તેનાથી પ્રાપ્ત થતુ પરમ શાશ્વત સુખ અવર્ણનીય છે. છે શ્રી કાઠકશ્રુતિ કહે છે કે.—

**तदेतादितिमन्यन्तेऽनिर्देश्यं परमं सुखम् ।**
**कथंनु तद्विजानीयां किमु भाति विभाति वा ॥**
**अ. २ वल्ली २ मंत्र १४**

અર્થાત્ આત્મસ્વરૂપાનુસધાન તેનુ સુખ પરમઉત્કૃષ્ટ છે, અને તે પ્રાકૃત પુરુષોની વાણી અને મનને સર્વથા અગોચર છે, એટલે એ અવર્ણનીય છે, એવો સર્વ એષણાઓથી રહિત બ્રહ્મજ્ઞોનો અભિપ્રાય છે. એ સુખ સ્વય અનુભવ વિના અન્ય કોઇ સાધનોથી કેવી રીતે જાણી શકાય? તે પ્રકાશાત્મક કિવા સ્પષ્ટ દેખાય એવું છે એ શો રીતે વિના અનુભવે સમજી શકાય? સક્ષેપમાં એટલું જ કે જીવ–બ્રહ્મના ઐકયનુ દર્શન સ્વાનુભવગત્ જ હોઇને તે માટે સમાધિસ્થ કે જીવન્મુક્ત દશા પ્રાપ્ત કરવાની અત્યત અપેક્ષા છે. તે વિના એવી બ્રહ્માકાર વૃત્તિ સંભવતી જ નથી.

આવા સ્વાનુભવને ઉચિત સમાધિસ્થ દશા જીવન્મુકતો જ પ્રાપ્ત કરી શકે છે, કારણુ તેમની સર્વ એષણાઓ,–વાસનાઓ મરી ગયલી હોય છે, તેમના ઇન્દ્રિયો અને મન સમાનગતિક, અને બુદ્ધિ ગતિરૂપ ચેષ્ટાથી રહિત હોય છે તેના સકલ્પ–વિકલ્પો શાંત–નિવૃત્ત થાય છે, અને તેઓની સર્વ વૃત્તિ ધ્યેયાકાર–બ્રહ્માકારજ હોય છે, એટલે તેમને હર્ષ, ઉદ્વેગ, સુખ દુખ શીત–ઉષ્ણુ આદિ દ્વદ્વ ધર્મો કોઇ રીતે ધ્યેયથી ચળાવી શકતા નથી, તેઓ દ્વૈત જોતા નથી, પણુ સર્વ અદ્વૈતમય જ તેમને જણાય છે. ઉપદેશસાહસ્રીમા કહ્યુ છે તેમ " તેઓ અદ્વૈતમય થયાથી જાગ્રત્ છતા જાણે સુષુપ્તિમા હોય તેમ તેમને દ્વૈતભાન દીસતો નથી, ક્રિયા ( નિષ્કામભાવે ) કરતાં છતા તેઓ અક્રિય છે, અને એવા જ પુરુષો આત્મવિત્ છે અન્ય નહિ "

તેઓ પરમબ્રહ્મના ચિંતનમા જ નિત્ય રમમાણુ હોવાથી, તેમને કોઇ રીતનુ યોગક્ષેમ સાધવાનું બાકી રહ્યુ હોતું નથી, અને ભગવદ્ગીતા ( અ. ૨ શ્લો ૫ ) કહે છે તેમ તે निर्द्वद्व. नित्यसत्त्वस्थ, निर्योगक्षेम––સુખદુ.ખાદિ દ્વદ્વથી રહિત, નિત્ય સત્ત્વગુણી, અને કોઇ વસ્તુની પ્રાપ્તિ (યોગ) માટે તેમ જ પ્રાપ્ત વસ્તુના (ક્ષેમ) રક્ષણુ માટે પ્રયત્નરહિત હોય છે,–પરમાત્મા જ તેમનુ યોગક્ષેમ નિભાવી લે છે. એવો જીવન્મુક્ત.–

**न प्रहृष्यत्यसौ प्राप्य भूयः प्रियं**
**मेरु वन्निश्चलो भूरिकृच्छ्रेष्वपि ।**
**भावयन्नात्मनात्मानमानन्दितो**
**देववत्संचरत्येव विश्वंभराम् ॥ ( स्वाराज्यसिद्धि )**

વારવાર પ્રિય પ્રાપ્ત કર્યા છતા એ હર્ષ પામતો નથી, મહા વિપત્તિમા પણ મેરુ સમાન નિશ્ચલ રહે છે, આત્માની આત્માથી ભાવના કરવામાં સર્વત્ર આનદ લેતો તે દેવની પેઠે પૃથ્વી ઉપર વિચરે છે, અને તેજ શ્રુતિબોધિત શાશ્વતશાન્તિ અનુભવે છે,—અન્ય નહિ

સ્વરૂપાનુસધાનનુ પરમસુખ ભોગવનારાઓમા **જનકવિદેહી** અને **રામચદ્ર**ના દૃષ્ટાન્તો વિશ્વપ્રસિદ્ધ છે તેથી આપણે ઇચ્છીશુ કે જેમ પૂર્વે ભગવાન્ **રામચદ્ર**, સમુદ્ર ઉલ્લઘી, રાવણાદિ રાક્ષસોને સહારી, **સીતાસહિત અયોધ્યા** નગરીમાં રાજસિહાસને વિરાજ્યા, તેમ આપણો આત્મારૂપી રામ, तत्त्वमसि, अहब्रह्मास्मि, ઈત્યાદિ મહા વાકયજન્ય અપરોક્ષજ્ઞાનરૂપ સેતુવડે, અજ્ઞાનરૂપ સમુદ્ર ઉલ્લઘો, રાગદ્વેષરૂપી રાવણાદિ રાક્ષસોને સહારો, અને શાંતિરૂપ સીતાસહિત, આ શરીરરૂપ અયોધ્યાનગરીમાં નિવૃત્તિરૂપ સિહાસન ઉપર અધિક રાજો

## (૨) બ્રહ્મની સત્યતા.

હવે પ્રસ્તુત વિચારણાના ક્રમ અનુસાર, અદ્વૈતસિદ્ધાતના આ બીજા પરમતત્ત્વનો વિચાર કરીએ પરતુ તે પહેલા 'સત્ય' અને 'મિથ્યા' એ શબ્દોનુ ખચિત અર્થજ્ઞાન અત્યત આવશ્યક છે, કારણ તે વિના પ્રસ્તુત અગ સમજાય તેમ નથી

જે વસ્તુનો ત્રણે કાલમા, તેમ જ સર્વે અવસ્થાઓમાં બાધ થતો નથી તે સત્ય કહેવાય છે, અર્થાત્ જે ભૂત, વર્ત્તમાન, અને ભવિષ્ય, એ ત્રણે કાલમાં, તેમ જ જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓમાં નિર્વિકારી એકરસ, એકરૂપ, સ્વયપ્રકાશ રહે છે, તે જ વાસ્તવિક રીતે સત્ય છે, અને તે જ ત્રિકાલાબાધિત સત્ય છે, પણ જે આમ ત્રણે કાલમાં એકરસ રહી ન શકે તે ત્રિકાલ-બાધ્ય છે, તે મિથ્યા છે. જે આકાર, વિકાર, વિચાર, વિભ્રમ, વિષય, અવસ્થિતિ, અજ્ઞાન, પરતત્રતાનુ જ પરિણામ છે તે મિથ્યા છે. અહિં બાધનો અર્થ 'નાશ' 'અભાવ' સમજવાનો નથી, પણ મિથ્યાત્વનો

નિશ્ચય એ જ તેનો અર્થ લેવાનો છે.—અદ્વૈત સિદ્ધાંતમા જગત્‌ને મિથ્યા કહેલુ છે તેનુ તાત્પર્ય એમ નથી કે, જગત્‌ના સ્વરૂપનો નાશ થાય માટે તે મિથ્યા છે, પરંતુ વિકારશીલ પરતંત્રાધીન અને વિચાર સંકલ્પજન્ય હોઇ ત્રણે કાલમાં, અને સર્વ અવસ્થાઓમા તેનુ સ્વરૂપ એકરસ નિર્વિકારી રહી શકતુ ન હોવાથી જ તે મિથ્યા કહેવાય છે.

ટુંકમા, જેના રૂપનો કોઇ કાલે કે કોઈ અવસ્થામાં વિકાર, વ્યભિચાર થતો નથી, પણ યાવત્કાલ સુનિશ્ચિત જ છે તે સત્ય છે, બાકી બધુ અનૃત, અસત્ય મિથ્યા છે. તેમ જે સ્વયંભૂ સ્વતંત્રાધીન જ. જે પોતાના સ્વરૂપના નિર્વાહ માટે, સર્વથા આત્મપર્યાપ્ત છે, તે નિર્વિકારી અને અવિનાશી રહી શકે, અને તે સત્ય છે

એક બીજી બાબત એ ધ્યાનમા રાખવાની છે કે, જીવ—બ્રહ્મની એકતા સિદ્ધ કર્યાથી, બ્રહ્મ એ જ આત્મા એ તત્ત્વ લક્ષમા રાખી, બ્રહ્મની સત્યતા પ્રતિપાદન કરનારા શ્રુત્યાદિના વચનોમા આવતો 'આત્મા' શબ્દ બ્રહ્મના અર્થમા લેવાનો છે, કારણ બ્રહ્મ અને આત્મામા કોઇ વાસ્તવિક ભેદ નથી, અને ઉભયે અભિન્ન, એકરસ, પારમાર્થિક સદ્વસ્તુના વાચ્ય શબ્દો છે, તથા આત્માની સત્યતા સિદ્ધ થતા, બ્રહ્મની સત્યતા પણ આપોઆપ જ સિદ્ધ થઇ જાય છે, તેમ બ્રહ્મની સત્યતા સિદ્ધ થતા, તેની માયાશક્તિથી ઉત્પન્ન થયેલુ જગત્ પણ એની મેળે મિથ્યા ઠરે છે જ

### (ક) શ્રુતિવચનો.

(૧) सत्य ज्ञानमनन्तं ब्रह्म । ( તૈતિરીય ઉપનિષત્ ૨—૧—૧ )
( અનંત, જ્ઞાનરૂપ, બ્રહ્મ સત્ય છે )

(૨) अजो नित्य शाश्वतः ( કઠોપનિષત્ અ. ૧—૨ -૧૮ )
(આત્મા અજન્મા—સ્વયંભૂ, નિત્ય, અને શાશ્વત છે )

(૩) नित्य विज्ञानमानन्दं ब्रह्म
( વિજ્ઞાનમય આનંદમય બ્રહ્મ નિત્ય છે )

(૪) अविनाशी अरे अय आत्मा अनुच्छित्तिधर्मा
( બૃહદારણ્યક ૪—૫—૧૪ )
( આ આત્મા અવિનાશી છે, ને અનુચ્છેદ નહી પામવાના ધર્મવાળો છે. )

(૫) सत्यमेव ..... सत्यब्रह्म ... सत्यह्येव ब्रह्म ।
( બૃહદારણ્યક ઉપનિષત્ ૫—૪—૧)

( બ્રહ્મ સત્ય જ છે )

(૬) अज ध्रुव सर्वतत्त्वैर्विशुद्धम् । ( શ્વેતાશ્વતર ૨–૧૫ )

( બ્રહ્મ, અજન્મા, ધ્રુવ, અને સર્વતત્ત્વોથી વિશુદ્ધ છે )

(૭) सदेव सत्यम् ।

( છાન્દોગ્ય ઉપનિષત્ ૬–૧–૪ )

( સદ્બ્રહ્મ જ સત્ય છે )

(૮) एकमेव हि परमार्थसत्य ब्रह्म

( પરમાર્થત બ્રહ્મ એક જ છે અને સત્ય છે )

(ખ) યુક્તિઓ.

જો બ્રહ્મસ્વરૂપ આત્મા સત્ય માનવામાં ન આવે તો, તે તે પ્રકારના દોષમાં આવવા સભવ છે (૧) અકૃતાભ્યાગમ (૨) કૃતવિપ્રણાશ. જગત્મા આપણે જોઇએ છીએ કે પ્રત્યક્ષ કર્મો આચરનારા પુરુષો, રાજ્યવૈભવ માણે છે, અને સત્કર્મશીલ પુરુષો વિપત્તિનુ લ્હાણુ લ્હાયા જ કરે છે વળી સૃષ્ટિનો એ અબાધિત નિયમ છે કે—न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तातगच्छति—કલ્યાણ કરનારો પુરુષ કદાપિ દુર્ગતિ પામતો નથી. તો આવી વિષમ સ્થિતિમા કર્મફલ પ્રદાતા ઇશ્વિર મુકાયલો જોવામા આવે છે તેનુ સમાધાન શુ ? જો પુનર્જન્મ માનવામા આવે તો જ તેનુ યથાર્થ સમાધાન થઇ શકે એમ છે. અને તે માનતા આત્મા-બ્રહ્મની સત્યતા અવશ્ય માનવી પડે છે તે માન્યાથી ઉપર દર્શાવેલી વિષમસ્થિતિનુ કારણુ અર્થાત્ 'અકૃતાભ્યાગમ' અને 'કૃતવિપ્રણાશ' એ દોષોનુ નિવારણ સમજાય છે.

કૃત શુભાશુભ કર્મોનુ ફલ જીવાત્માને અવશ્ય ભોગવવુ પડે છે, એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. જો એ ફલ આ જન્મમાં કરેલા કૃત્યોનુ નથી હોતુ તો તે અવશ્ય પૂર્વ જન્મમા કરેલા કૃત્યોનુ ફલ હોવુ ઘટે છે, પૂર્વ જન્મમા કરેલા કર્મ શિવાય, અન્ય કોઇનુ એ પરિણામ હોતુ સભતુ નથી જો નહિ કરેલા કર્મનુ ફલ, જીવને અનુભવવુ પડે તો અકૃતાભ્યાગમનો દોષ આવી પડે તે અતિ અન્યાયી નિયમ ગણાય તેથી પ્રભુમા આરોપાતુ એવુ અન્યાયીપણુ દૂર કરવા સારૂ, પૂર્વજન્મના કર્મના કર્તાનો સદ્ભાવ અવશ્ય માનવો પડે છે.

આ જ પ્રમાણે આ જન્મમા જીવ કે કર્મ કરતો પ્રત્યક્ષ દેખાય છે, તે કર્મ નિષ્ફળ જવાં નહિ જોઈએ. અર્થાત્ સત્કર્મી આ

જન્મમાં જે સત્કર્મ કરે છે, તેનું શુભ ફલ તેને અવશ્ય મળવું જોઇએ તેથી તેવુ શુભ ફળ ભોગવવાને એ જીવનો ભાવિ જન્મ માનવો જ પડશે, નહિ તો કૃતવિપ્રણાશ–કૃત કર્મના ફલના નાશ–નો દોષ આવી પડે. એટલે વર્તમાન જન્મમાં ભોગવાતાં ફલનુ કારણ પૂર્વજન્મકૃત કર્મો ગણવા પડે, અને તે કારણે એ કર્મોના કર્તાનો સદ્ભાવ માનવો પડશે તેમ વર્તમાન જન્મમા કરાતાં કર્મોનું ફલ ભોગવવા ભાવિજન્મ જીવને લેવો પડવાનો, અને તદર્થે એના ભાવી શુભ ફલના ભોક્તાનો સદ્ભાવ માન્યાવિના છુટકો થતો જ નથી *

* **એક સંદેહનું સમાધાન**—આ પ્રસગને અનુસરીને એક શકાનુ નિવારણ કરવાની અપેક્ષા જણાય છે. આપણા ઉપરના સિદ્ધાન્તોનુ એ મન્તવ્ય સમજ્યા કે કેવળ બ્રહ્મ જ સત્ય છે, અને આ દૃષ્ટ–અદૃષ્ટ સર્વ જગત્ મિથ્યા છે જીવ પણ બ્રહ્મથી નિરાળો નથી, એટલે તે પણ સત્ય છે આ સારાશ એક એ સદેહને ઉભો કરે છે કે, શુ આ મન્તવ્ય, આસ્તિક લોકોના ધર્મ–કર્માદિને મિથ્યા ઠરાવતો નથી ? આસ્તિકો જે જપ, તપ, દાન, પુણ્ય, સ્વર્ગ, નર્ક, ઉપાસના, ઉપાસ્ય, શ્રદ્ધા, ભક્તિ, વેદ, શાસ્ત્ર, પુરાણાદિમા મહત્વ બુદ્ધિ સ્થાપી, આત્મ–કલ્યાણ સાધવા તત્પર થાય છે, તે સર્વ શુ આત્મતત્વથી મિથ્યા ઠરતા નથી ? જો તે મિથ્યા ઠરે છે તો આવા મન્તવ્યવાળા સિદ્ધાન્તને માનનારો પૂરેપૂરો નાસ્તિક સિદ્ધ થતો નથી ? તેનામા ને ચાર્વાકાદિ વેદબાહ્ય નાસ્તિક લોકમા શો ફેર ? ચાર્વાકાદિક પરોક્ષવાદનુ ખડન કરે છે અને પ્રત્યક્ષને સત્ય નિર્ભ્રાન્ત માને છે, આર્ય સમાજીઓ અવતાર, દેવપૂજા શ્રાદ્ધ, તીર્થ, વર્ણવ્યવસ્થા, સ્મૃતિ–પુરાણ આદિના મન્તવ્યોનુ ખડન કરે છે, અને સ્ત્રી, પુત્ર, ધનૈશ્વર્ય આદિ સ્વાર્થના અનેક પદાર્થોને નિર્વિકલ્પ સત્ય માને છે પરતુ આ અદ્વૈતમત તો સર્વ અસત્ય છે એમ ઠરાવે છે, તો તે ચાર્વાકાદિકથી વિશેષ નાસ્તિક ખરા કે નહિ ?

આ સદેહનુ સક્ષેપમાં સમાધાન આ પ્રમાણે છે.—‘ મિથ્યાનો અર્થ કેવળ નિરર્થક માનવાનો નથી, જ્ઞાનાતર્ગત કર્મ, ઉપાસના, દાન, પુણ્યાદિ એ સર્વ કર્તવ્ય છે. ભગવદ્ગીતા કહે છે કે ‘ यज्ञदान तपः कर्म न त्याज्य कार्यमेवतत् કારણ एतान्यपि तु सर्वाणि पावनानि मनीषिणा, એ સર્વ મનુષ્યના ચિત્તની શુદ્ધિ અને અંતે સત્વ–શુદ્ધિ સાધે છે. જો કે તે વસ્તુની ઉપલબ્ધિ પ્રત્યક્ષ રીતે કરાવી શકતાં નથી, પરંતુ ચિત્ત–શુદ્ધિ આદિ દ્વારા પરોક્ષ

**આમ પૂર્વ, વર્તમાન, અને ભાવિ જન્મોને અંગે કર્તા–ભોક્તાનો સદ્‌ભાવ સિદ્ધ થતા આત્મા અર્થાત્ બ્રહ્મની નિત્યતા સિદ્ધ થાય છે.**

રીતે તેમાં વ્યાવહારિક દૃષ્ટિથી અવશ્ય સાધનભૂત થાય છે. તેથી અદ્વૈતમત અનુસાર, તે સર્વ અવશ્ય કર્તવ્ય–આચરવા યોગ્ય છે અને એવાં કર્મનું પ્રતિપાદન કરનારાં વેદાદિશાસ્ત્ર સત્ય ઠરે છે, પરતુ તે પરોક્ષ રીતે વસ્તુ જ્ઞાનમાં સાધનભૂત ઠગતા હોવાથી, પરમાર્થ દૃષ્ટિથી મિથ્યા ઠરે છે, અર્થાત્ તે બ્રહ્મની પ્રાપ્તિના દ્વાર–માગ હોવાથી સત્ય ઠરે છે.

જે મનુષ્ય બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિના ઉપદેશને અનન્યભાવથી મનમાં સ્થાપી વેદાદિમા કહેલા ઉપાસનાદિ સાધનો એ ઉદ્દેશથી સાધે તેમને તેટલા અશે તે સત્ય છે પરતુ કેવળ સુખોપભોગના ઉદ્દેશથી એવા સાધનોને વળગી રહેનારાને તે સર્વ જન્મમરણના પ્રવાહરૂપ અજ્ઞાનાધકારમા ડૂબાડનારા ઠરે છે, અને તે કારણે તે મહામિથ્યા ઠરે છે ઋગ્વેદ મડલ ૧ સૂ ૧૬૪ મા કહેલુ છે કે —

**यस्तन्नवेद किमृचा करिष्यति**

જે મનુષ્ય વેદશાસ્ત્ર ભણીને અદ્વૈત, એક, સત્ય બ્રહ્મને જાણતો નથી તેનુ ઋગ્વેદાદિનુ અધ્યન શા કામનુ ? ટુકામા વેદાદિના પઠનનો મુખ્ય ઉદ્દેશ આત્મજ્ઞાનની પ્રાપ્તિ છે તે ન થઈ તો એવુ પઠન નિરર્થક ઠરે છે જેમ જગન્નાથ, કાશી, દ્વારિકા આદિ સ્થળે પહોચેલા પથિકને, એના સર્વ માર્ગો નિરર્થક છે, પરતુ તે માર્ગો એ સ્થાને પહોચવાના સાધનો હોવાથી, અન્ય યાત્રાળુઓને માટે એ માર્ગે સદા ઉપયોગી જ છે. વળી પઠનક્રમમા આગળ વધતા, વિદ્યાર્થીને ઉતરતા વર્ગના પુસ્તકો નિરર્થક થાય છે, પરતુ જેને એ વર્ગનુ શિક્ષણ લેવાનુ છે તેને માટે તો તે ઉપયોગિ છે. તેમ કૃતાર્થ થયેલા જ્ઞાની મનુષ્યને માટે સર્વ કર્માદિ મિથ્યા ઠરે છે, પણ અન્ય મુમુક્ષુઓ માટે તેમ નથી

સારાંશ એજ કે વેદાદિ શાસ્ત્રના ઉપદેશનો પરમ ઉદ્દેશ, નિવૃત્તિ–માર્ગદ્વારા બ્રહ્મજ્ઞાન કરવાનો છે, તેથી એ અભિપ્રાયથી પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થતાં પર્યંત કર્મોપાસના, અદ્વૈતસિદ્ધાંત અનુસાર સત્ય ઠરે છે, અને તેમાંજ તેની સાર્થકતા છે, કારણ અસતમા સદ્‌વસ્તુ બ્રહ્મ પણ છે, તેથી અસતમાં સદ્‌બ્રહ્મને જોવો એમાં અસત્‌ની સાર્થકતા છે, પણ જો સત–બ્રહ્મમાં અસતને જોવામાં આવે તો તે પ્રાણીનો અધઃપાત કરનાર છે.

બ્રહ્મની સત્યતા સબધી, આ શિવાયની અન્ય યુક્તિઓ, જગતના મિથ્યાત્વની વિચારણામાં સમાઇ જાય છે, એટલે ત્યાં તે જોઇ લેવા અને ઘટાવવા વિનતિ છે.

## ( ગ ) અનુભવ.

આ સર્વ સાધારણ અનુભવ છે કે, માતાના ગર્ભમા જે હુ હતો, તેજ હુ જન્મ્યો છુ, જે હુ જન્મ્યો છુ તેજ હું બાલ્યાવસ્થામા હતો, અને એજ હુ યુવાવસ્થામાં હતો, અને વૃદ્ધાવસ્થામાં પણ હુ છુ તે એજ છુ. રાત્રે સૂતો હતો તેજ હુ, અને હવે પ્રાત કાલમા જાગ્યો તે પણ હુ જ એજ પ્રમાણે પૂર્વ જન્મમા કરેલા કર્મોના ફલ આ જન્મમા હું ભોગવી રહ્યો છુ, અને વર્ત્તમાન જન્મના કર્મનાં ફલ ભાવિ જન્મમાં ભોગવીશ આ સર્વ શુ બતાવે છે? શુ આ સર્વ અનુભવ અન્યનો છે, એમ કહી શકાશે ? શુ અતઃકરણમાં રહેલા ગૂઢ આત્માનો આ અનુભવ નથી ? કોઇ વિક્ષિપ્ત પુરૂષ તેમ કહે તો ભલે.

આથી જણાશે કે, ગર્ભ, બાલ્ય, યુવા, અને વૃદ્ધાવસ્થામાં, જાગ્રત્ તેમજ સ્વપ્ન અવસ્થામા "હું" અભિમાની આત્મા સાક્ષીરૂપે રહેલો જ હોય છે, અને તે સુષુપ્તિ અવસ્થામા સમજાય છે; એજ ચૈતન્ય સ્વરૂપ આત્મા કર્મોપાધિથી પુન પુન જન્મ–મરણના ફેરા ફરતો જણાય છે, પરતુ સ્વરૂપાનુસધાન થતાં તે પોતાના મૂળ બ્રહ્મ–સ્વરૂપમા ભળી જાય છે. આપણને જે આત્માનુ વિનાશીપણુ જણાય છે તે કેવલ, અવિદ્યા જન્ય નામ અને રૂપની ઉપાધિથી ઉત્પન્ન થયેલું છે. આ તત્વ, તર્ક કિંવા બુદ્ધિને ગોચર નથી, પણ સ્વાનુભવ પ્રાપ્ત છે

જેવી વૃત્તિ આપણે કરીએ તેવા થવા આપણે સમર્થ થઇએ છીએ, એ અનુભવસિદ્ધ છે, તેથી એવો પરિણામ આણનારી વૃત્તિ અસત્ હોવી ઘટે છે, કારણ તે વિકારશીલ હોઇને નાશવંત વિકારને ઉત્પન્ન કરે છે. માટે જે કંઇ વૃત્તિને અધીન છે તે નાશવંત અને મિથ્યા છે. માત્ર આત્માજ વૃત્તિને અધીન નથી, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં કોઈ વિરલ ક્ષણે અનુભવથી જણાય છે. તેથી તે સત્ય છે. તેથી વ્યતિરિક્ત અન્ય સર્વ નામ અને રૂપના યોગથી વિકારવશ હોઇને અનૃત છે, આવો અનુભવ કેવળ બ્રહ્મ જ્ઞાનથીજ થાય છે.

## ( ૩ ) જગતનું મિથ્યાત્વ. *

હવે આપણે પ્રસ્તુત વિચારણાના ત્રીજા અગ "જગતના મિથ્યાત્વ" વિષે વિચાર કરવાનુ રહે છે. જગત્ શબ્દથી સંપૂર્ણ વિશ્વ, બ્રહ્માંડ ઉપલક્ષિત છે. બ્રહ્માડમાં જેટલા સ્થાવર જગમ દેહ છે, એ સર્વ પ્રધાનપણે રાજસી અને તામસી ગુણોથી યુક્ત પ્રકૃતિના વિકાર માત્ર છે. આ પ્રકૃતિનુ નામ માયા છે, બ્રહ્માંડમાં જેટલા ચરાચરાત્મક પદાર્થો છે, તે સર્વ માયામય અર્થાત્ માયાના વિકાર છે. અદ્વૈતવાદના તત્ત્વજ્ઞોનું આ સુસિદ્ધ મતવ્ય છે કે વાસ્તવિક રીતે ત્રણે કાલ અને સર્વ અવસ્થાઓમા અખડ, એકરસ, સર્વવ્યાપ્ત અને પારમાર્થિક એવુ સદ્–બ્રહ્મ, જે સ્વયભૂ, સ્વતત્ર અને અનત છે તે, અવિદ્યા–સકલ્પ જન્ય માયાથી સવલિત થતાં અર્થાત્ બ્રહ્મ અને માયાના મિલનથી [ વિચારો–सत्यानृते मिथुनी करोति ) સર્વ જગત્ ઉત્પન્ન થયુ અને સ્વત સ્વરૂપે કરી, બ્રહ્મે તેમા પ્રવેશ કર્યો આમ બ્રહ્મ પોતેજ માયા સહ વિશ્વરૂપથી સસાર નાટક ખેલે છે આમ માયા મળવાથી જગતની ઉત્પત્તિ થઈ; તેથી માયા મિથ્યા ઠરતા તેનુ કાર્ય–જગત્ પણ આપો આપ મિથ્યા ઠરે છે.

આ તત્ત્વ વિચારતા પૂર્વે એક સૂચના કરવાની કે આ લેખમાં જ્યા જ્યાં સસાર, જગત્, બ્રહ્માડ, દૃશ્ય પ્રપચ, માયાઆદિ શબ્દો વપરાયા છે ત્યા ત્યા તે બ્રહ્મથી ભિન્ન અનાત્મ જગતના પર્યાયવાચી સમજવા.

### (क) શ્રુતિઓ

**(१) यत्र हि द्वैतमिव भवति । यत्रवाऽन्यदिव स्यात्तत्राऽन्योऽन्यद्विजानीयात् यत्र त्वस्य सर्वमात्मैवा भूत्तत्केन कं पश्येत् केन कं विजानीयात् ॥**

( જ્યાં દ્વૈત છે, એવો ભાસ થાય છે, જ્યાં બીજો પદાર્થો છે એવું મિથ્યાજ્ઞાન થાય છે, ત્યાં ત્યાં એક બીજાને જુએ છે અને એક બીજાનુ જ્ઞાન થાય છે, પરતુ જ્યા સર્વત્ર આત્મસ્વરૂપ સર્વ વ્યાપી છે, સર્વત્ર બ્રહ્મ દીસે છે ત્યા કોણ કોણને જુએ કિવા કોને કોનુ જ્ઞાન થાય ? )

* આ અગની વિચારણામા મુખ્યત્વે શ્રી શંકરની વિવેક ચૂડામણિ અને શ્રી ગૌડપાદાચાર્યકૃત માડૂકયકારિકાનો આશ્રય લીધેલો છે.

(૨) इन्द्रो मायाभिः पुरुरूपः ( બૃહદારણ્યક ૨–૫–૧૦ )
( ઈન્દ્ર પોતાની માયાથી અનેક રૂપ ધારણ કરે છે )

(૩) ब्रह्मैवेदमग्रआसीत् ( તૈત્તિરીય બ્રહ્મવલ્લી )
( પૂર્વે બ્રહ્મ એ જ સર્વ હતુ )

(૪) द्वितीयाद्वैभय भवति
( દ્વૈત ઉત્પન્ન થતાં તેથી ભયની ઉત્પત્તિ થઇ )

(૫) एकमेवाद्वितीयम्
( બ્રહ્મ એક જ અને અદ્વિતીય છે )

(૬) ईद सर्वं यदयमात्मा
( આ સર્વ જે કઇ છે તે આત્મા છે ) ઇત્યાદિ ઈત્યાદિ

**( ख–ग ) યુક્તિઓ તથા અનુભવ.**

(૧) બ્રહ્મના લક્ષણથી આરભી વિશ્વમાં અનુપ્રવેશ પર્યન્તની સર્વ પ્રક્રિયા વર્ણવનારી શ્રુતિઓ સમસ્ત ચરાચર બ્રહ્માડની ઉત્પત્તિ બ્રહ્મથી થયેલી છે, એવો સિદ્ધાંત પ્રતિપાદન કરેછે. તેથી એમ સમજાય છે કે, અવિદ્યાજનિત સકલ્પરૂપા માયા શક્તિથી આ વિવિધ આકારવાળુ સપૂર્ણ વિશ્વ સદ્બ્રહ્મથી ઉત્પન્ન થયુ અર્થાત્ ચૈતન્ય પ્રપચરૂપે સ્ફુર્યું ચિદ્રૂપ પરમાત્માએ પ્રાજ્ઞ, તૈજસ્ અને વિશ્વ એવાં ભિન્ન સ્વરૂપોથી ભિન્ન, અવ્યાકૃત પ્રાણના અધ્યક્ષ પુરુષોત્તમે દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, આદિ અનત જીવકોટિ અને જડપ્રકૃતિનુ બનેલુ વિશ્વ ઉત્પન્ન કર્યું. આમ બ્રહ્મ એ જગત્નુ અભિન્નનિમિત્તોપાદન કારણ છે; અને જગત્ એ શબલ માયાસંવલિત બ્રહ્મનુ કાર્ય છે આ માયા, અઘટિત ઘટના ઘડવામાં અતિકુશલ કહેવાય છે, તે ભેદબુદ્ધિનો–નિર્વાહ કરવામા સર્વ સમર્થ અને સભાવનાથી પણ પાર જતી ઉપજાવવામાં કુશલ અને વિભ્રમથી મોહ ઉપજાવનારી છે, તેનુ સ્વરૂપ સમજાય એવુ નથી, તેથી તે અનિર્વચનીય છે, એવુ તેના જ્ઞાતાઓનુ કહેવુ છે. આવી માયા જગતરૂપી કાર્યને તેના કારણ બ્રહ્મથી અતિશય વિલક્ષણ અને ભિન્ન બનાવે છે. આથી જો કે કાર્ય કારણથી વિલક્ષણ છે, છતાં કાર્ય કારણમા ભેદ હોવો સંભવતો નથી, જો તેમ હોય તો કારણના જ્ઞાનથી કાર્યનુ જ્ઞાન થવું ન જોઈએ. પણ કારણના જ્ઞાનથી કાર્યનુ જ્ઞાન થાય છે માટે જ કાર્ય કારણથી ભિન્ન નથી તેથી કાર્ય કારણમાં દેખાતી વિલક્ષણતા, ભિન્નતા દૂર થતાં જેમ કાર્યનું કારણથી પૃથક્પણ દૂર થાય છે, તેમ માયાબલથી જગતમાં બ્રહ્મથી દેખાતી વિલક્ષણતા, ભિન્નતા દૂર

થતાં, જગતરૂપી કાર્યનું પૃથક્પણું દૂર થશે અને સ્વત. બ્રહ્મ વિલસી રહેશે, એટલે કે *માયાબલથી દેખાતુ જગતરૂપી કાર્ય નહિવત્ થશે; અને તે જ જગતનુ મિથ્યાપણુ સિદ્ધ કરે છે.

(૨) વિશેષ બધ બેસતાં દષ્ટાંતોથી આપણે આ તત્ત્વ વિચારીશુ. જેમ મૃત્તિકાથી ઘડા, શાબલાં આદિ ખરી રીતે મૃત્તિકા રૂપ જ છે. જેમ કડાં, કુડલ આદિ સુવર્ણરૂપ જ છે, માત્ર તે માયાના અશો—નામ રૂપથી ભિન્ન જણાય છે અને જેમ જલના તરગો, પરપોટા, ફીણ એ વિકારથી ભિન્ન જણાતાં છતાં ખરી રીતે જલરૂપ જ છે, તેમ સમસ્ત જગત્ બ્રહ્મનુ વિવર્ત છે હવે જેમ પદાર્થ તેના અધિષ્ઠાનથી ભિન્ન હોવો સભવતો નથી, તેમ જગત્નું અધિષ્ઠાન બ્રહ્મ હોવાથી તે બ્રહ્મથી ભિન્ન હોવુ સભવતુ નથી, પરતુ જેમ મૃત્તિકા અને ઘડા વચ્ચે, જલ અને તરગ વચ્ચે, સુવર્ણ અને કડા, કુડલ વચ્ચે, જે ભિન્નતા ભાસે છે. તે માયાના અશ-નામરૂપ ઉપાધિને લીધે છે, તેમ જ્ઞાનથી વિશ્વમાં ભાસતી અનેકરૂપતા, વિવિધ ભિન્નતા, માયાજન્ય મોહે ઉપજાવેલી ઉપાધિઓ દૂર થતા, સમસ્ત વિશ્વ કેવળ બ્રહ્મથી ઓતપ્રોત થયલુ દીસશે

એ તો જેમ લાકડાના બનાવેલા હાથીમા બાળકને અજ્ઞાનથી લાકડુ જણાતુ નથી પણ હાથીનુ સ્વરૂપ જ દેખાય છે પણ લાકડાનુ સમજનાર તેને લાકડારૂપે જ જુએ છે, તેમ અજ્ઞાનીને જગત્મા પરમાત્માનો તિરોભાવ થાય છે અને જ્ઞાનીને પરમાત્મામા જગત્નુ તિરોધાન જણાય છે વળી રજ્જૂ જેમ તેના જ્ઞાતાને રજ્જૂરૂપે અને તેનાથી અજ્ઞાતને સર્પરૂપે, એ બે પ્રકારે ભાસે છે, તેમ જ્ઞાનીની દૃષ્ટિએ આત્મા સદા શુદ્ધ અને નિત્ય છે, ત્યારે અજ્ઞાનીની દૃષ્ટિએ, ભ્રાતિ મોહબલથી તે અશુદ્ધ દીસે છે જેમ આકાશમાં કાળાશ મિથ્યા છે. મરુભૂમિમા જળ ( મૃગજળ )નો ભાસ મિથ્યા છે, વૃક્ષના ઠુઠામા—પુરુષની ભ્રાતિ મિથ્યા છે, તેમ ચૈતન્યરૂપ આત્મામાં જગત્ની ભ્રાંતિ કલ્પિત છે જેમ નિર્જન સ્થાનમા ભૂતનો આભાસ જણાય છે, આકાશમાં વાદળાની રચનાથી ગધર્વનગર જણાય છે, જેમ આંખને અગુલિનો સ્પર્શ થતા, આકાશમાં બે ચદ્ર હોવાની ભ્રાતિ થાય છે અને તે જેમ મિથ્યા છે, તેમ સત્ય પરમાત્મામાં જગત્ની ભ્રાંતિ છે

વળી જેમ ઘડો, ભીત, કાચ, એ બધા માટીનાં કાર્ય છે, તથાપિ ઘડા અથવા ભીતમાં પ્રતિબિંબ રૂપે પરમાત્મા પ્રકાશતો નથી,

કારણ કે તે મલિન હોવાથી પ્રતિબિંબ ગ્રહવા અયોગ્ય, અસમર્થ છે, કેવળ કાચ જ શુદ્ધ હોઇને, તે ગ્રહવા સમર્થ છે, તેમ બ્રહ્મ જગત્‌માં સર્વત્ર વ્યાપક હોવા છતાં રાગદ્વેષાદિ, મોહરહિત, શુદ્ધ અંત કરણમાં જ તે પ્રકાશે છે અને મલિન ઉપાધિમા પ્રકાશતું નથી.

આ સર્વ દૃષ્ટાંતોથી એ સ્પષ્ટ સમજાશે કે, અજ્ઞાનજન્ય, નામરૂપાદિથી ભિન્ન જણાતા કાર્યમાં, કારણની સત્તા નિરંતર વિદ્યમાન છે અને તેમા દેખાતી ભિન્નતા, જ્ઞાનથી દૂર થતા કાર્યરૂપે દેખાતી વિલક્ષણતા, પૃથક્‌પણુ ટળી જવાનુ, તેમ માયાના અંશોને લીધે બ્રહ્મથી વિલક્ષણ જણાતા વિવિધ આકાર અને ગુણવાળા જગત્‌રૂપી કાર્યની વિલક્ષણતા, ભિન્નતા દૂર થતા તેનુ પૃથક્‌પણુ ટળી જવાનું અને માત્ર કારણ જે સદ્‌બ્રહ્મ છે તે જ અવશેષ રહી સ્વય વિલસવાનું આમ જે જગત્‌ના પૃથક્‌પણાનું ટળવાપણુ છે, તે તેનું મિથ્યાત્વ સિદ્ધ કરે છે.

(૩) જાગ્રત્ અવસ્થામા મનુષ્યે જે કઇ જોયુ કર્યું હોય છે તે ઉંઘી જાય છે ત્યારે સ્વપ્નામાં તેને જણાય છે. તે સમયે તેનો આત્મા પોતાથી નિરાળા અન્ય પદાર્થો જુએ છે, અને અનુભવે છે, પરંતુ ગાઢ નિદ્રામા ( સુષુપ્તિ અવસ્થામા ) પડતા તેને દેશકાલ, કાર્યકારણ, નામરૂપ સગ્રહ ઈત્યાદિ મન કલ્પિત પદાર્થો દીસતા નથી તેમ તે નિરાળા હોવાનુ ભાન પણ રહેતુ નથી કેવળ સાક્ષી ચૈતન્ય આત્મા "હુ" રૂપે વિલસે છે આમ પદાર્થરૂપે દીસતુ જગત્, સુષુપ્તિ અવસ્થામાં દીસતુ નથી, એજ તેનુ અસત્યપણુ સાબીત કરે છે; કારણ જો તે સત્ય હોત તો સર્વ અવસ્થામાં રહેત, પણ તેમ ન હોવાથી તે મિથ્યા છે

તેમજ જાગ્રત્ અવસ્થામાં દેખાતા પદાર્થો ઈંદ્રિયદશ્ય છે, ઈંદ્રિયો ન હોય તો તે પદાર્થો ( શબ્દ સ્પર્શાદિ તન્માત્રાઓ સાથે ) નાં રૂપ કળાત નહીં અને નામ સમજાત નહી,—અંધ અને બહેરાના દૃષ્ટાંતથી આ રહસ્ય વિશેષ સમજાશે. ઇંદ્રિયોના અનુભવના એકીકરણથી દેશકાલાદિ ભાવના, ઉત્પન્ન થાય છે અને તે ભ્રમનો દશ્ય છે. અર્થાત્ એ સર્વ મનના અસ્તિત્વથી જ ઉત્પન્ન થયેલ છે આપણે ઘણી વખત મન ઠેકાણે નથી હોતુ ત્યારે વસ્તુનો અવાજ થતાં છતા, નજર આગળથી વસ્તુ જતાં છતાં, તે સભળાતી નથી કે દેખાતી નથી, આથી ઇંદ્રિયદશ્ય અને મનોદશ્ય પદાર્થોનો બાધ સમજાય છે. એટલે તે મિથ્યા સિદ્ધ થાય છે.

(૪) જગત્ દશ્ય છે, કારણ કે આત્મા તેનો દ્રષ્ટા છે દશ્ય જડ છે, પરિણામી છે, દ્રષ્ટાને અધીન છે, તે સ્વસત્તાહીન છે, અને પરપ્રકાશી છે. આવરણ અને અવસ્થાના ભેદે તે ભિન્ન ભાસે છે દ્રષ્ટા—આત્મા ચેતનસ્વરૂપ છે, તેમજ તે સર્વ અવસ્થાઓ અને મન આદિ વૃત્તિઓનો સાક્ષી છે. આવરણ ભેદથી, મોહજન્ય વિક્ષેપ શક્તિથી તે દશ્યને વિવિધ રૂપે જુએ છે, પણ મોહ દૂર થતાં, દશ્યના ભેદ તેને દીસતા નથી. એટલે દશ્યનું સ્વરૂપ કલ્પિત અને ક્ષણિક છે, તેથી તે જેમ મિથ્યા છે, તેમ સ્વય પ્રકાશ આત્માથી દેખાતુ દશ્ય, માયાબળ—આવરણ વિક્ષેપથી બ્રહ્મમાં આરોપિત થયલુ હોવાથી મિથ્યા છે

(પ બ્રહ્માદિસ્તમ્બપર્યન્ત, જે કાઇ આ સમસ્ત બ્રહ્માડમા છે તે (૧) અસ્તિ—સત્ (૨) ભાતિ—ચિત્ (૩) પ્રિય—આનદ(૪) નામ અને (૫) રૂપ, એ પાચ અશોથી અતિરિક્ત નથી આ પાચ અશોએ કરીને બ્રહ્માડની કલ્પના થયલી છે આમાંના પહેલા ત્રણ અશો (૧) અસ્તિ--સત્ (૨) ભાતિ—ચિત્ અને (૩) પ્રિય—આનદ એ બ્રહ્મના અશો છે એટલે તે સત્ય છે અને અન્તના બે (૪) નામ અને (૫) રૂપ એ માયાના અશો છે તેથી મિથ્યા છે વાસ્તવિક રીતે અસ્તિ, ભાતિ અને પ્રિય અર્થાત્ સત્, ચિત્ અને આનદ એ ત્રણે અશોનુ સમીકરણ જ બ્રહ્મનુ સ્વરૂપ છે અને 'સચ્ચિદાનંદ' એ બ્રહ્મનુ નામ છે, અને તે સત્ય છે. તેમ, નામ અને રૂપ એ બે અશોનુ સમેલન જ જગત્નુ સ્વરૂપ છે, અને તે મિથ્યા છે.

આપણે કોઇ એક પદાર્થ લઈ આ પાચ અશોનો વિચાર કરીશુ તો પહેલા ત્રણ અશોની સત્યતા અને અન્તના બેની અસત્યતા—મિથ્યાપણુ પ્રતીત થશે ત્યારે દુધનો વિચાર કરો દુધ એ (૧) અસ્તિ અશ છે, દુધ ભાસે છે—દેખાય છે એ (૨) ભાતિ અશ છે, અને 'દુધ' પ્રિય છે કેમકે તે સ્વાદિષ્ટ અને પુષ્ટિકારક છે એ (૩) પ્રિય અશ છે. આ પદાર્થને "દુધ" કહ્યો, એ તેનો (૪) નામ અંશ છે, અને તે ધોળુ તથા જલ જેવુ પાતળુ છે એ તેનો (૫) રૂપ અંશ છે હવે આ પાચે અશોમાં પ્રથમના ત્રણ દુધનું રૂપાન્તર દહી થતા છતાં, બરાબર ટકી રહે છે. પણ છેવટના બે નામ અને રૂપ વ્યભિચરિત થાય છે, એટલે ટકી રહેતા નથી, કારણ દુધમાં અખરામણ પડતાં દુધનુ રૂપાન્તર દહી થયુ. આ રૂપાન્તરમા અસ્તિ, ભાતિ અને પ્રિય એ અશો તો છે જ (દહી છે એ અસ્તિ અશ, દહી ભાસે છે એ ભાતિ અશ અને દહી સ્વા-

દિષ્ટ અને પુષ્ટિકારક છે એ પ્રિય અશ ) પણ દુધનામ બદલાઈ ‘દહી’ નામ પડ્યુ માટે તેનો નામઅશ બદલાયો તેમજ દુધનું પાતળાપણુ ટળી જઇને જાડાપણુ આવ્યુ એટલે રૂપ બદલાયુ અર્થાત્ પહેલા ત્રણ અશ રહ્યા અને નામ તથા રૂપ એ અશો બદલાયા. હવે દહીંને વલોવો, એટલે તેનાં માખણુ અને છાશ થશે. આમાં પણ પહેલા ત્રણ અશો રહ્યા પણ નામ અને રૂપ બદલાયાં.

આ પ્રકારે સર્વ પદાર્થો સબધમા વિચાર કરતા, એ નિર્ણય આવશે કે અસ્તિ, ભાતિ અને પ્રિય એ બ્રહ્મના અશ હોઇને પદાર્થોની સર્વે અવસ્થાઓમાં ટકી રહે છે, અને તે એકરસ તથા સત્ય છે, જ્યારે નામ અને રૂપ એ બે અશો પ્રત્યેક અવસ્થા—રૂપાન્તરમા બદલાતા જતા હોવાથી મિથ્યા છે.

આથી માયા અને તેનુ કાર્ય, જગત્ તેનુ મિથ્યાપણુ સિદ્ધ થાય છે આવો સદ્વિચાર પરિપકવ થતાં, જીવન્મુક્ત લોકો માયામય મિથ્યા નામરૂપની દૃષ્ટિ દૂર કરીને બ્રહ્મના સત્ ચિત્ અને આનદ એ ત્રણે, ત્રિકાલમાં અબાધ્ય અશો—અવલોકતાં, સમસ્ત બ્રહ્માંડમાં ઓતપ્રોત થયલુ બ્રહ્મસ્વરૂપ નિરતર દેખે છે.

(૬) શ્રુતિઓમા બ્રહ્મને માયાયુક્ત—શબલ કહેલ છે અને જગત્‌ને માયામય, માયાનો વિકાર કહેલુ છે, તેથી બ્રહ્મ અને માયા એ બે શબ્દો યૌગિક અર્થો વિચારતાં બ્રહ્મની સત્યતા અને માયાનું મિથ્યાપણુ સિદ્ધ થાય છે, અને તેના અગે વેદના પરમ સિદ્ધાન્ત અદ્વૈતવાદની પણ સિદ્ધિ થાય છે. ‘બ્રહ્મ’નો શબ્દાર્થ અને બ્રહ્મની સત્યતા વિષે, ઉપર વિચાર કરી ચૂકયા છીએ. હવે માયાના શબ્દાર્થ આદિનો વિચાર કરીએ.

‘માયા’ શબ્દ, ‘મા’ અને‘યા’ એ બે શબ્દો મળીને થયલો છે ‘મા’ નિષેધાર્થ છે અને‘યા’ ‘યત્’ સર્વ નામનુ સ્ત્રીલિગ અનેક વચન છે, એ બેના મિલનથી प्राप्तापि या न सा—માયા એમ ફલિત થાય છે, અર્થાત્ પ્રાપ્ત હોવા છતાં જે વસ્તુત· નથી એટલે કે જેના સ્વરૂપની પરીક્ષા કરતા કાઇ અવશેષ રહેતુ નથી, તે ‘માયા’ છે. જેમ લૌકિક માયાવી ( ઇંદ્રજાલિકની ) માયાથી દેખાતું આમ્રવૃક્ષનું ફૂલ કે ઠીકરાનો પૈસો હાથમા આવતાં છતાં વાસ્તવિક રીતે સ્વરૂપ રહિત છે; કારણ કે એ માયાવી કેરી કાંઈ પેટ ભરવા કામ આવતી નથી તેમ, એ પૈસાનાં તબોળીની દુકાનેથી પાન મળી શકતાં નથી; આજ પ્રકારે મહામાયાવી પરમાત્માની માયા અને તેનું વિકાર રૂપી

કાર્ય—જગત્ પણ વાસ્તવિક રીતે તુચ્છ, નિ:સ્વરૂપ, મિથ્યા છે. માયાનો આ પ્રકારનો મૂલ અર્થ ' શૂન્ય ' નહી જાણનારા અજ્ઞાની લોક માયાને કોઇ વસ્તુસમજી સહસા એવો આક્ષેપ કરે છે કે, ' બ્રહ્મ ' અને ' માયા ' કહેતાં બે પદાર્થ સ્વતસિદ્ધ થયા અને તેમ થતાં અદ્વૈતવાદનુ અદ્વૈત અશુદ્ધ થયુ. આ આક્ષેપ એ અજ્ઞાનીઓનુ અજ્ઞાન જ પ્રદર્શિત કરે છે. તેઓ એમ સમજતા જણાય છે કે. " એક વસ્તુ બ્રહ્મ અને બીજી વસ્તુ માયા. " તેઓની આ સમજ ખોટી છે. બ્રહ્મનો અર્થ " અખડ, એકરસ, સર્વવ્યાપક, પારમારર્થિક સદ્દવસ્તુ " છે અને માયાનો અર્થ " તુચ્છ, નિસ્વરૂપ, શૂન્ય" એ છે, એટલે બ્રહ્મ અને માયા એમ કહેતા સદ્દવસ્તુ +૦ એમ થાય અર્થાત્ ગણિતશાસ્ત્ર અનુસાર " કેવળ અદ્વિતીય બ્રહ્મ " જ રહે, આરીતિએ માયા તથા તેનુ કાર્ય—જગત્ એનુ મિથ્યાપણુ સિદ્ધ થાય છે. આમ અનેક અનુભવજન્ય યુક્તિઓથી જગત્નું મિથ્યાપણુ સિદ્ધ કરી શકાય છે. પરતુ વિષય અતિવિસ્તૃત થવાથી તેમ, અનેક ગહન તત્ત્વોથી આ વિષય સંકળાયલો હોવાથી, સમય સકોચથી અહીજ પડતો મૂકવો પડયો છે.

### અનુભવ.

આ તત્ત્વના યથાર્થ અનુભવ વિષે માત્ર સક્ષેપમાં એટલુ જ કહેવાનુ કે તે સમાધિસ્થ દશામા જ થાય છે, માટે તદર્થે તેના અભ્યાસની અત્યંત આવશ્યકતા છે

### શ્રીમદ્ ભાગવતનો તત્ત્વદર્શી પ્રસંગ.

આ પ્રકારે અદ્વૈતસિદ્ધાંતનાં મુખ્ય તત્ત્વોની વિચારણા યથાશક્તિ આપણે કરી તેની સમાલોચના સક્ષેપમાં કરીશુ તો તેનુ રહસ્ય વિશેષે કરીને લક્ષ્યમાં ઉતરવા સભવ છે પરતુ તે પામર વાણીથી નહી કરતા શ્રી વ્યાસ ભગવાનના વર્ણવેલા એક ઉત્તમ અને રમણીય કથા પ્રસગદ્વારા કરીશુ તો વધુ યોગ્ય થશે.

શ્રીમદ્ભાગવતના દશમ સ્કધના ઉત્તરાર્દ્ધના ૮૨થી૮૫ અધ્યાયમાં એક કથા પ્રસગ છે, રામકૃષ્ણ અને યાદવો દ્વારકાં વસતા હતા તેવામા એક સમયે મોટુ સૂર્યનુ ગ્રહણ થયુ ગ્રહણ પ્રસગે કલ્યાણકારક કર્મો કરવાની ઇચ્છાથી તે સર્વ સ્યમતક ક્ષેત્રમાં સીધાવ્યા. આ તીર્થયાત્રામાં અનેક ઋષિમુનિઓ, રાજાઓ, રાણીઓ, નાગરિકો આદિ પણ પધાર્યા હતાં ત્યા ઋષિમુનિઓ સાથે આત્મકલ્યાણના વિવિધ પ્રશ્નો ઉપર રમણીય વાર્તાવિનોદ ચાલતા હતા; એવામાં વસુદેવે " કર્મથી કર્મનો નાશ શીરીતે થાય " એવો પ્રશ્ન કર્યો.

એટલે ઋષિઓએ શ્રદ્ધા, શાસ્ત્ર, યજ્ઞ, દાન અને ભક્તિનાં માહાત્મ્ય સમજાવ્યાં, અને તેમની પ્રેરણાથી વસુદેવે યજ્ઞો કર્યા. આમ કર્મથી ચિત્તશુદ્ધિ અને સત્વશુદ્ધિ સધાતા, વસુદેવે ઋષિઓને પુનઃભગવદ્ભક્તિ અને ભગવત્પ્રાપ્તિનો કલ્યાણ માર્ગ કીયો છે ' તે વિષે પ્રશ્ન કર્યો. તેઓએ તેનુ સમાધાન કરતા વસુદેવને એવો ઉપદેશ આપ્યો કે તમારે ત્યાં પુત્રરૂપે અવતરેલા શ્રીકૃષ્ણ સ્વય પરમાત્મા છે તેનામાં તમે અજ્ઞાનથી જે પુત્રબુદ્ધિ સ્થાપેલી છે તે દૂર કરો આટલુ રહસ્ય સમજાવી તે સર્વ ત્યાથી વિદાય થયા, વસુદેવ આ રહસ્ય સમજ્યા અને તેમનાં જ્ઞાનચક્ષુ ઉઘડ્યા. પછી એકદિવસે સંકર્ષણ અને કૃષ્ણને અભિનંદન કરી, નીચે પ્રમાણે તેઓએ તેમની સ્તુતિ કરી *--

" આ પ્રત્યક્ષ દેખાતા જગતના સ્રષ્ટા સાક્ષાત્ પ્રધાન પુરુષ આપજ છો. હે આત્મન્ ! જગત્ તમારાથી ભિન્ન નથી પણ સાક્ષાત્ જગતના સ્વરૂપથી આપ વિદ્યમાન છો હે ચિદાત્મસ્વરૂપ ! આ નાના પ્રકારના જગતમા તમે પોતેજ પ્રવેશ કરીને तत्सृष्ट्वा तदेवानुप्राविशत्–तैत्तिरीय ) ક્રિયાશક્તિ–પ્રાણ અને જ્ઞાનશક્તિ–જીવ બન્યા છો અને તે રીતે જગત્ ચલાવો છો વિશ્વને સૃજનારી પ્રાણ આદિ શક્તિઓ સ્વતંત્ર નથી, પણ આપનાજ તંત્રથી તે ચાલે છે, એ શક્તિઓજ તમારી છે ( જેમ તીર, ગોળી કે લાકડીથી કોઇને મારીએ તો એ માત્ર મારનારી શક્તિ, તીર, ગોળી મારનારની જ ચેતનશક્તિ છે, તીરાદિક દ્વારા એ ચેતનશક્તિએ દૂર જઈ માર માર્યો, જેમ તીર આદિ ચેતનને આધીન છે તેમ ) પ્રાણાદિ જડ ( જુઓ કઠોપનિષદ્ પ્રશ્ન ૫ ) પણ ઇશ્વરાશ જીવાધીન જ છે. ચંદ્રમાની ચંદની, અગ્નિનુ તેજ, સૂર્યની પ્રભા, અને નક્ષત્ર તથા વિદ્યુતની સ્ફુરણસત્તા એ સર્વ વાસ્તવિક રીતે તમે જ છો. પર્વતોની દૃઢ સ્થિતિ, ભૂમિની આધાર શક્તિ, અને ગંધશક્તિ પણ તમે જ છો હે દેવોનાદેવ કૃષ્ણ ! જલની તૃપ્તિ, જીવનગુણ, જલનુ સ્વરૂપ અને તેનો રસ પણ તમેજ છો ( ता आप , रसोवैस , रसोहमप्सु कौंतेय, अन्न ब्रह्मरसोविष्णु ) હે કૃષ્ણ ! વાયુનુ પરાક્રમ, તેજની શીઘ્રતા, બળ અને સામાન્ય ચેષ્ટા, એ પણ તમે જ છો હે પરમાત્મન્ !

* શ્રીમદ્ ભાગવતના મૂળશ્લોક ૨૫ છે. તે સર્વ અહી આપવાથી અતિશય વિસ્તાર થવા સંભવ છે. તેથી માત્ર તેનો અર્થ, વિષ્ણુભક્ત શ્રીધર ટીકાકારના વિવરણને આધારે અહી આપવો યોગ્ય લાગે છે. એ વચનો આપણી વિચારણાને દૃઢીભૂત કરે એવા સામર્થ્યવાળાં છે, તેથીજ વિસ્તારભય વહોરીને પણ ઉક્ત કથા પ્રસંગ વર્ણવ્યો છે.

દિશાઓના અવકાશ, દિશા, સામાન્યાકાશ, કારણાત્મક શબ્દ—નાદાત્મક (પરાવાણી), પ્રણવાત્મક, (પશ્યતીવાણી) અને વર્ણાત્મક (મધ્યમા વૈખરી વાણી) શબ્દ, એ ત્રિવિધવાણી એ સર્વ તમારાંજ રૂપ છે. તેમ ઇન્દ્રિયોની ઇન્દ્રિયશક્તિ, ઈન્દ્રિયાભિમાની દેવતા, બુદ્ધિની નિશ્ચયાત્મિકા શક્તિ, જીવની પ્રત્યભિજ્ઞાન શક્તિ (પૂર્વ અનુભવેલુ તેનુ સ્મરણ) એ પણ તમેજ છો. આકાશાદિ પચમહાભૂતોનુ કારણ તામસ અહકાર તમેજ છોં ઈન્દ્રિયોના તૈજસ અહકારરૂપ રાજસ કારણ, સર્વ દેશી બહુવિધ દેવતાઓનું કારણ, વૈકારિક સાત્વિક અહકાર, અને કર્મફલભોગી જીવના સસાર ભ્રમણનુ કારણ, માયા પણ તમેજ છો. જેમ જલમા તરગ, ભ્રમ, ફીણ, બુદ્દ્બુદાદિ કલ્પિત છે, કેવળ જલ માત્રજ સત્ય છે, જેમ પૃથ્વીના સવવિકારો વાસ્તવિક રીતે માટીના જ છે, જેમ સુવર્ણના સર્વ આભૂષણો સુવર્ણજ છે, કિન્તુ મિથ્યા છે, એજ પ્રમાણે નાશવાન પદાર્થોમાં શેષ રહેનારૂ અને નષ્ટ નહી થનારૂ સત્ સ્વરૂપ તમારૂજ છે, સત્વ, રજસ્ અને તમસ્ ઇત્યાદિ ગુણો, તેની વૃત્તિઓ, તેના મહત્તત્વાદિ પરિણામ વાસ્તવિક રીતે, સદ્દવસ્તુ નથી, પણ હે ભગવન્! યોગમાયાનાબલે સાક્ષાત્ પરબ્રહ્મસ્વરૂપ તમારામા કલ્પેલી કલ્પનાઓ છે, તેટલા માટે એ ભાવો નથી. તમારામા તે કલ્પાય નહિ જ તમે તો નિર્વિકલ્પ (અવ્યાવહારિક) છો આ ગુણોના પ્રવાહમા અખિલાત્માની સૂક્ષ્મ (પ્રપચરહિત) ગતિને અજ્ઞાનીઓ આ લોકમા અજ્ઞાન—કર્મ વડે સસરે છે. હે ઇશ્વર, યદચ્છાથી આ દઢ ઇન્દ્રિયવાળુ અને દુર્લભ પુરુષત્વ મેળવ્યા છતાં તમારી માયાવડે સ્વાર્થમા પ્રવૃત્ત થવાથી મારૂ વય ગયુ ” ઇત્યાદિ.

પિતાનાં આવાં વચનો સાભળી, ઉત્તમ સાત્તતભગવાન્ વિનયથી નમ્ર થઈ, હસી, મધુરવાણીથી બોલ્યા કે,—

‘ હે તાત! અમને પુત્રોને ઉદ્દેશીને તમે તત્ત્વસમુદાય કહી સભળાવ્યો. તમારી વાણી યુક્ત અર્થવાળી અને માન્ય છે. હે યદુશ્રેષ્ઠ! હું, તમે, બલરામ, સચરાચર જગત્ આ દ્વારકાવાસીઓ સર્વેને પણ આ વિચારથી જોવા, કારણ.

**आत्मा ह्येकः स्वयंज्योति र्नित्योऽन्यो निर्गुणो गुणैः**
**आत्मसृष्टैस्त त्कृतेषु भूतेषु बहुधेयते ॥**
**खं वायुर्ज्योति रापो भूस्तत्कृतेषु यथाशयम्**
**आविस्तिरोऽल्पाभूर्येको नानात्व यात्यसावपि**

(દશમ ઉત્તરાર્ધ અધ્યાય ૮૫ શ્લોક ૨૪–૨૫)

(જેવી રીતે) આકાશ, વાયુ, જ્યોતિ, જળ (અને) પૃથ્વી, કલ્પિત આકાર, ગુણ, આદિ અનેક ઉપાધિઓએને લીધે તેના બનેલા પદાર્થોમાં અલ્પ કે વિશેષ ભિન્ન ભાસે છે, તેમ સ્વયં જ્યોતિ, નિત્ય, નિર્ગુણ, આ આત્મા ગુણો અને કર્મો વડે આવિર્ભાવ તિરોભાવથી એ પંચમહાભૂતોમાં અલ્પ કે વિશેષ ભિન્ન ભાસે છે.

## ઉપસંહાર.

અહી અદ્વૈતસિદ્ધાંતના ત્રણ પરમ તત્વોની વિચારણા સમાપ્ત કરીશુ. આ તત્વો સર્વગ્રાહી અને સાર્વજનિક છે પ્રાચીન કાલથી ધર્મપ્રધાન ભારતવર્ષની આર્ય પ્રજામા સનાતન વેદધર્મના શિરોભાગે વિરાજતા અદ્વૈતસિદ્ધાન્તના તત્વો પરમ માન્ય થયલાં છે અને અન્ય વિચારશીલ પ્રજાઓના વિચારકો તેમને મુકતકંઠે સર્વોપરી ઉચ્ચાસન આપી રહ્યા છે. આપણા ભારતવર્ષે, ઉચ્ચ ગૌરવ, અદ્વૈતના અવલંબનથી પ્રાપ્ત કર્યું છે અને જે અનુપમ સુખ તથા શાન્તિ પૂર્વકાલમા અનુભવી હતી અને વર્તમાન કાલમા પણ જેના ચમત્કાર દૃષ્ટિગોચર થાય છે, તે અનુપમ સુખ અને શાન્તિ આપણે ભોગવતા થકા શ્રીકૃષ્ણચંદ્ર, જનકવિદેહી અને શ્રીરામચંદ્રની પેઠે अतस्त्यागी बहि सर्गी—પારમાર્થિક દૃષ્ટિથી અંતરમા સર્વ સાંસારિક વાસનાઓ પ્રતિ દૃઢ ત્યાગવૃત્તિ સ્થાપી, જલકમલવત્ આસક્તિથી રહિત થઇ, લોકસંગ્રહ અર્થે વ્યાવહારિક દૃષ્ટિથી સત્ય જણાતા લૌકિકવ્યવહારમા વ્યાપૃત થઇ તેનો ઉત્તમ રીતે નિર્વાહ કરતા, પરમ તત્વનો સાક્ષાત્કાર કરવા સમર્થ થઈએ, એવી શુભેચ્છા સાથે આપણે પ્રત્યેક, શ્રી હરિની સ્તુતિ કરીશુ કે —

सत्यंज्ञानं शुद्धमनन्तं व्यतिरिक्तं
शान्तं गूढं निष्कलमानन्दमनन्यम् ।
इत्याहादौ यं वरुणोऽसौ भृगवेऽजम्
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥
कोशानेतान् पञ्च रसादीनतिहाय
ब्रह्मास्मीति स्वात्मनि निश्चित्य दृशिस्थम् ।
पित्राशिष्टो वेद भृगुर्यं यजुरन्ते
तं संसारध्वान्तविनाशं हरिमीडे ॥

(શ્રી શંકર ભગવાન્ કૃત હરિતત્વ મુક્તાવલિ ૧૯–૨૦)

# अंतरमां रहेलुं जीवन.



મનુષ્ય અંતરથી જેવો છે તેવો તે બહાર પ્રકટ થાય છે, અને બહારથી જેવો છે તેવો તે અંતરથી હોવાનુ સમજાય છે. અંતર અને બહિર એ કારણ અને કાર્યના સંબંધની પેઠે પરસ્પરના મર્મને સ્પષ્ટ કરે છે. અંતરમાં રહેલુ જીવન બહિર્ પ્રદેશમાં ક્રમે ક્રમે પ્રતીતીમાં આવતુ જાય છે અને બહિર પ્રદેશનુ જીવન આંતર પ્રદેશમાં પ્રવર્તતા વિવિધ સ્થૂલ તથા સૂક્ષ્મ ભાવોને જણાવતુ જાય છે તથા તેમના ઉપર વિવિધ પ્રકારની અસર ઉત્પન્ન કરતુ જાય છે.

વિચાર અને આચાર—ક્રિયા માત્ર અંતરમાં રહેલા જીવનના પ્રવાહને અનુસરીને જ થયા કરે છે. અને આ જીવનનો પ્રવાહ સ્થૂલમાં રહી સ્થૂલ પ્રદેશમાં, સૂક્ષ્મમાં રહી સૂક્ષ્મ પ્રદેશમાં તથા કારણમાં રહી કારણના પ્રદેશમાં હલન ચલન કરી રહેલો હોવાથી, મનુષ્યની સર્વ પ્રકારની અંતર તથા બહિર્ સૃષ્ટિનો આધાર તે અંતરમાં રહેલા જીવનના ઝરા ઉપરજ રહેલો છે. તેની નિર્મળતા સદ્‌વિચાર અને સદ્‌આચાર પ્રકટાવે છે અને તેની મલીનતા અસદ્‌વિચાર અને અસદ્‌આચાર પ્રકટાવે છે.

વિચાર અને આચાર મનુષ્યનો મોટો વર્ગ ધારે છે તેમ સ્વતંત્ર અર્થાત્ કારણરૂપ નથી. તે અંતરમાં રહેલા એક મહાન્ કારણરૂપ જીવનના પ્રવાહના ઉછળતા તરંગરૂપ છે. તે અલ્પ છે અને મર્યાદિત છે, તે સ્વતંત્ર અને સશક્ત નથી. પરંતુ તેમની પાછળ રહેલુ બળ છે, જીવન છે, તે અમર્યાદિત છે, અખુટ છે, સ્વતંત્ર છે અને સર્વ શક્તિમત છે.

વિચાર અને આચાર ઉપર બળાત્કાર કરી તેમને સબળ અને સ્વતંત્ર બનાવવાનો યત્ન કરવો એ ઘણું કઠીન છે. તેથી બળનો ક્ષય થાય છે. પરંતુ તેમના મૂળ પ્રવાહમાં શુદ્ધિ, સ્થિરતા આદિ ગુણો જાગ્રત કરી તેના પરિણામને જોતા યત્ન કરવામાં આવે તો

અવશ્ય સદ્વિચાર અને સદ્ આચારવિના અન્ય કશુ જોવામાં આવે. પૂર્વે કહ્યું તેમ વિચાર અને આચાર ઉભયને પ્રકટાવનાર મનુષ્યનું અંતરમાં રહેલુ જીવન છે.

કારણરૂપ જીવનને, સ્થૂલમા, સૂક્ષ્મમાં તથા તેના આદિમાં પ્રકટાવવામાં આવે તો મનુષ્યનો એવો એકે અર્થ નથી કે જે સત્વર, સરળરીતે સિદ્ધ થયા વિના રહે. મનુષ્યના ચતુર્વિધ પુરૂષાર્થને સિદ્ધ પમાડી આપનાર તે શ્રેષ્ઠ સાધન છે.

સ્થૂલ પ્રદેશમાં રહી, સ્થૂલ પદાર્થોના વિહિત આનદ તથા સુખને પ્રાપ્ત કરવામાં, સ્થૂલરૂપમાં પ્રતિત થતુ અતરજીવન કારણરૂપ છે, સૂક્ષ્મ પ્રદેશમાં રહી, વિવિધ સૂક્ષ્મ પદાર્થો આદિના સુખ વૈભવ પ્રાપ્ત કરવામા, સૂક્ષ્મ પ્રદેશમા રમી રહેલુ જીવન કારણરૂપ છે અને અતરના ઉડાણુના કારણ પ્રદેશમાં રહી કારણ અને મહાકારણુના આનદની પ્રાપ્તિ અને જ્ઞાન માટે તે પ્રદેશમાં સદા વિલસી રહેલુ અદિ અનાદિ જીવન હેતુરૂપ છે

એક વખત મનુષ્યે એ જ બાબત લક્ષ્યમાં રાખવાની છે કે કારણ કયા છે ? તેની અસર સુખ કે દુ.ખ, અનુકૂલતા કે પ્રતિકૂલતા, નિરામયતા કે રોગ, નિર્ધનતા કે ધનવાનપણુ એના ઉપર કેવી રીતે થાય છે? કારણના પ્રદેશનો અભ્યાસ અને વિચાર છોડી મનુષ્ય જ્યારે તે વિનાના પ્રદેશમા ફાફાં મારે છે ત્યારે તેને પોતાના કલ્યાણ, અકલ્યાણનો હેતુ સમજાતો નથી અને મિથ્યા જ્ઞાનના પ્રદેશમા અટવાયા કરે છે તેની મુઝવણ ઉકેલી શકતો નથી. અને જે માર્ગે પ્રયત્ન આરભવો જોઇએ તે માર્ગે પ્રયત્ન આરંભવા ભાગ્યશાળી થતો નથી.

કારણરૂપ આંતર જીવનને ઓળખવા યત્ન સેવવો એ સર્વે સુખ, સર્વ આનદ, સર્વ જ્ઞાન તથા સર્વ સામર્થ્યના મહોદધિને ઓળખવાનો યત્ન કરવો તે છે અને જ્યારે તેવો યત્ન શરૂ થાય છે ત્યારે મનુષ્ય સર્વ આનદ, સર્વ સુખ, સર્વ જ્ઞાન તથા સર્વ સામર્થ્યના પ્રદેશને પોતાના નજીક જોવા માંડે છે.

જગતના આરંભકાલથી તે આજ દિન પર્યંત, જે જે વિચારશીલ, બુદ્ધિવાન્ પુરુષો થયા છે, તેમણે તેમણે કારણરૂપ આંતરજીવનની શોધ અતર અને બહિર્ સૂક્ષ્મ અને સ્થૂલ, સર્વમાં કરવા યત્ન

સેવેલો છે, અને સેવતા જાય છે, અને સર્વને તે પ્રયત્નમાં આ સૃષ્ટિમા પ્રવર્તિ રહેલા વિવિધ ગુપ્ત ભેદોનું જ્ઞાન અલ્પ અથવા વિશેષ પ્રમાણમા થએલુ છે અને થતુ જાય છે કારણનો પ્રદેશ અને કાર્યોની વિવિધતા એટલા બધા વિશાળ છે કે જેને પોતાની મતિ જે દિશામાં જે રીતે ફેકવી યોગ્ય લાગે તેમ તે ફેકી શકે છે અને યોગ્ય પ્રયત્નના પરિણામમા કોઇ ઉપયોગી સત્યનુ દર્શન કરી પોતે તથા પરને ઉન્નતિમા સહાયક થઇ રહે છે. કારણનો અભ્યાસ, સર્વ વિચારદર્શી પુરુષનુ એક પરમ લક્ષ્ય છે.

અતરમાં રહેલુ જીવન સર્વ કાર્યેનુ કારણ છે અને સર્વ ગતિ આગતિ તેના વડે જ થાય છે તેથી આ સસાર સરિતાના પ્રવાહના સ્વરૂપને જાણવા તથા તેના પ્રવાહમાં અનાયાસ પરતત્રતાને વશ થઇ ધસડાઇ ન જતાં, તેના ઉપર સ્વામિત્વ ધારણ કરી પોતાની સ્વતત્ર નૌકા કુશળપણે હકારવા, આતરજીવનના પ્રવાહોને પોતાના વાસ્તવરૂપે કરી લેવો જોઇએ તે સૂક્ષ્મ આતર બળના ઝરા આપણા પોતાના જ છે પણ જ્યારે આપણુ અભિમાન મર્યાદિત થઈ જાય છે અને મધ્યબિદુથી ખસી વર્તુલના પરિઘ ઉપર કોઇ એક ખૂણે આવી સ્થિતિ કરી રહે છે અને પોતાનુ વાસ્તવસ્થાન ચૂકી જાય છે ત્યારે તે આતરના પ્રવાહો વેરણ છેરણ થઇ જાય છે અને તેમનો ઉપયોગ એક મોટી સરિતામા એકત્ર થઇ વહેતો ન હોવાથી તે જે પ્રકારનુ ઐશ્વર્ય, સુખ આદિ પ્રકટાવવુ જોઇએ તે પ્રકટાવી શકતા નથી

સત્ય જૂઓ, જ્ઞાન જૂઓ, સૌદર્ય જૂઓ, ઐશ્વર્ય જૂઓ, સર્વમા તે તે વસ્તુમા રહેલુ અતર જીવન હેતુરૂપ છે તે અતર જીવનની કલા સ્ફુટ થતા સત્ય પ્રકટ્યુ છે, જ્ઞાન પ્રકટ્યુ છે સૌંદર્ય પ્રકટ્યુ છે અને ઐશ્વર્ય પ્રકટ્યુ છે

અતર જીવનની કલા કોઇ કોઇ અશમાં પ્રકટી, પૃથ્વી, અપ, વાયુ, તેજ અગ્નિ આદિ ધર્મોને દર્શાવે છે અને પુન તેવા જ ક્રમે ગધ, રસ, સ્પર્શ, શબ્દ આદિના જ્ઞાનને અર્પે છે એવો કોઈ વ્યતિકર નથી કે જે અતરમા રહેલા સૂક્ષ્મ જીવનના પ્રવાહની પ્રતિતિ રૂપે ન હોય. જે જે ઈશ્વરે અથવા કુદરતે આપેલુ જણાય છે તથા જે મનુષ્યે શોધેલુ કે રચેલુ જણાય છે તે તે સર્વ આંતર જીવનની પ્રતિતિ વિના કશુ જ નથી.

મનુષ્ય ગમે તે પ્રકારના નામથી પ્રયત્ન કરતો હશે અને ગમે તે શોધવા, મેળવવા કે રક્ષણ કરવા યત્ન સેવતો હશે તોપણ તે એક જ વસ્તુના અર્થે યત્ન સેવ્યા કરે છે અને તે વસ્તુ બીજી કોઇ નથી પરંતુ કારણરૂપ આંતર જીવન છે. તે દૃશ્ય પદાર્થમાં દોડે કે અદૃશ્ય પદાર્થમાં આંખો મીચી ધ્યાન ધરે ઘરમાં બેસે કે દેશાવર અહિં તહિં ભટકાય, તોપણ તે આંતરજીવનના વેગને અનુસરી તેની શોધ ખોળ અને સંભાળ માટે જ શ્રમ કરી રહ્યો હોય છે મનુષ્યોના માનસ પ્રદેશમાં, સંગ સ્થિતિ તથા શિક્ષણ એમને અનુસરી પ્રયત્નની દિશાને જૂદા જૂદા નામથી સંબોધન કરવામાં આવે, પરંતુ તેથી તેના મૂળ હેતુમાં ફેરફાર થતો નથી. સર્વ એક લક્ષ્ય પ્રતિ જાણતા તથા અજાણતા, સીધા માર્ગે અથવા વક્ર માર્ગે વહેતા હોય છે

આંતર જીવન ઘરમાં પેસવાની તથા ઘરમાંથી બહાર નીકળવાની એમ ઉભયની બારીરૂપ છે તે દ્વાર પૂર્વ તથા પશ્ચિમ એમ ઉભયદિશાને સાધનાર છે. ઉભયને એકમેક કરનાર છે અને પ્રાતઃકાલથી તે સાયંકાલ સુધીના સર્વ ચમત્કારોને પ્રેમથી, આનંદથી, ઐશ્વર્યથી પ્રતિત કરાવનાર છે જીવનના મૂળાક્ષરોનો અભ્યાસ કરનારને સર્વ સીધી રીતે જણાય તેવું છે કેવી રીતે અ થી અ. સુધી એક પ્રકારની સળંગ સૂક્ષ્મ દોરી પરોવાયલી છે તે તેને સ્પષ્ટ થાય તેવું છે. ગણિત ગણતાં ૧ એકથી ૯ નવ અને પુન એકડો અને શૂન્ય મળી ૧૦ દસ થાય તે બાબત વિચાર કરવા જેવી છે તેમાં ગણિત શાસ્ત્રકારોએ પોતાની બુદ્ધિનો સામાન્ય ઉપયોગ નથી કર્યો તેમણે કુદરતના, વાસ્તવિક રીતે આંતર જીવનના વિવિધ વ્યતિકરોને તેના ક્રમવાર સંશોધન અર્થે ગોઠવ્યા છે. જેમ જેમ મનુષ્ય તેના તાત્પર્ય તરફ જોતો જાય છે તેમ તેમ તે વિશેષ અને વિશેષ જાણતો જાય છે સંખ્યાંક કે અક્ષરો આંતર જીવનના અભ્યાસના કિન્ડર ગાર્ટનના સાચા સાહિત્યો છે. તે સાહિત્યોનો યથાર્થ ઉપયોગ યથાર્થ સમજવાની પદ્ધતિ એ એક પ્રગતિનાં પગથિઆને દર્શાવનાર છે.

. ગણિત શાસ્ત્રનો ઉપયોગ હજી મોટા અંશમાં વ્યાપારમાં આંકડા ચૂકવવામાં જ કરવામાં આવે છે તેનો બીજી દિશામાં ઉપયોગ કરી સુખનું કે જ્ઞાનનું સાધન ઉત્પન્ન કરવામાં ઓછો જ થાય છે. જગતની દૃષ્ટિ હજી તે તરફ વળી નથી હાલ વ્યાપારનો યુગ અને તેની

હરિફાઇ જ્યાં ત્યાં ચાલી રહી છે અને વ્યાપાર સિવાય તેનો બીજામાં ઉપયોગ કરવાનુ છે કે કેમ તે પણ ભૂલી જવા જેવું થયુ છે જ્ઞાનની ગરજ મનુષ્યોને થશે, અ તરજીવનના પ્રવાહોને હાલ જે આડકતરી રીતે જાણુવા યત્ન કરે છે તેમને સીધી રીતે જાણુવાયત્ન સેવશે ત્યારે ગણિત શાસ્ત્રનો તેમજ ઇતર શાસ્ત્રના અન્ય ઉપયોગ પ્રતિ મનુષ્યોનુ લક્ષ્ય જશે.

આતરજીવન વસ્તુ માત્રનુ મધ્ય બિંદુ છે. તે અણુનું અણુ છે અને મહાનનુ મહત્ તત્ત્વ છે એ મધ્યબિંદુમા ઉભા રહેનાર કારણરૂપ વસ્તુને પોતાની કરીલે છે અને ત્યાં સ્થિર થઇ સર્વ દિશામાં પોતાનુ સામર્થ્ય પ્રસરાવે છે.

વિદ્યા, કલા, કર્મ, સાહિત્ય વ્યાપાર વિગેરે સર્વ આંતરજીવનના પ્રતિકરૂપે પ્રકટ થએલા છે અને થતા જાય છે જેમ જેમ મનુષ્યોના આતરજીવનનુ પરિવર્તન થતું જાય છે તેમ તેમ નવાનવા પ્રકારની વિદ્યા, કલા, વ્યાપાર વિગેરેની સ્થિતિ બદલાયા કરે છે. પૂર્વ અને પશ્ચિમ, ભૂત અને વર્તમાન સર્વના બહિર સસાર વ્યવહાર વિગેરેનુ કારણુ તેમનુ આતરજીવન છે. મનુષ્યના કારણુ પ્રદેશમા ફેરફાર થતા કાર્યનો પ્રદેશ તત્કાલ બદલાવા માડે છે.

શ્રદ્ધાનો ઉદય મનુષ્યના આતર જીવનમા થવા દો અને જૂઓકે તેના સર્વ વ્યવહારો તથા પરમાર્થનાં પગથિઆં કેવા ક્રમવાર સરળ-રીતે સુસ્પષ્ટ થએલાં જણાય છે. તેની દૃષ્ટિ તત્કાલ કારણુના અત્યંત વિશાળ ક્ષેત્ર તરફ વળે છે, તેને ત્યાં પુરુષાર્થ, પદ્ધતિ અને શુભનાજ દર્શન થવા માડે છે અને અ તરદૃષ્ટિથી ઈપ્સિતાર્થને જોતા એક પછી એક કાર્યના સમુહને સિદ્ધ કરી બતાવે છે.

મનુષ્યના આતરજીવનમા યથાર્થ સૌંદર્યને નિહાળવાનો વેગ પ્રકટાવા દો અને પછી તે મનુષ્યના વિવિધ આચાર વિચાર તરફ લક્ષ કરો તે મનુષ્ય કુદરતના વિવિધ પ્રદેશો તરફ આમ તેમ ઉચે નીચે સર્વ દિશામા એક અદ્ભુત સૌદર્યની લીલાને જોવા પ્રેમથી આતુર થઇ રહેવાનો અને તે પ્રેમ તેને જ્ઞાનનો બોધ, વિવિધ રૂપમા આપવાનો. તે મનુષ્ય કલા અને કારીગીરીના ક્ષેત્રમાં પણુ તે તેટલોજ કુશળ થવા યત્ન સેવવાનો અને જ્યાં તેની દૃષ્ટિ ફરશે ત્યાં હંમેશાં ઉત્તમ સૌંદર્ય યુક્ત યોજના ઘડી કાઢવા તત્પર થઇ રહેશે.

તે જ પ્રમાણે સામર્થ્ય વિગેરેનુ ભાન આતરજીવનમા જાગ્રત કરો, વિચાર અને આચારનુ દર્શન કરો તો અવશ્ય જણાશે કે જે ક્ષુદ્ર, સકુચિત, ભયવાળા વિચારો પ્રકટે છે તે અતરની વિવિધ પ્રકારની નિર્બળતાને લીધે જ પ્રકટે છે અને જે મહાન્, વિશાળ અને નિર્ભયતાવાળા વિચાર અને આચારના ઉદાહરણો જણાય છે તે અતરના યથાર્થ બળના ભાનપૂર્વક જ પ્રકટેલા હોય છે.

મનુષ્ય માદો હોય છે ત્યારે તેના શરીર, મન, ઘર, સસાર, વ્યાપાર, ઉદ્યોગ, પરમાર્થ વિગેરે સબધીના વિચાર જુઓ તે કેટલા અને કેવા ક્ષુદ્ર વિચારોને વશ થાય છે,! તે વિહિત અને અનુકુલ ક્રિયા, મનુષ્ય વિગેરેના સબધમા પણ કેવો ઢીલો ઢબ થઈને બેસે છે ! અને તમે કોઇ શરીરે સુદૃઢ આરોગ્ય યુક્ત મનુષ્યને જુઓ. તેના વિચાર અને આચાર શરીર, મન, ઘર, સસાર, વ્યાપાર, ઉદ્યોગ, તથા પરમાર્થ વિગેરેમા કેવા તેજથી ઝળકી રહ્યા હોય છે તેનો ઉત્સાહ જુઓ, તેનો આનદ જુઓ તેની આશા અને કલ્પનાઓ જુઓ તેનો, સત્પ્રયત્ન જુઓ. તમને સ્પષ્ટ જણાશે કે અતરનુ જીવન તૃણનો મેરૂ અને મેરૂનું તૃણ તેની કેવી કેવી કલામા જણાવે છે

વ્યવહારમા પોતાનો અને પરનો, સર્વનો અનુભવ, સ્પષ્ટ રીતે બોધ કરતો હોય છે. કે મનુષ્યનુ અતરમા રહેલુ જીવન એક દોરી રૂપ છે કે જેના ઉપર રહી નટની પેઠે તે અનેક ખેલ આ દુનિયામાં ભજવી બતાવે છે.

અંતરમા રહેલુ જીવન સર્વ ચમત્કારોથી ભરપૂર છે. તે પ્રત્યેક મનુષ્યને પોતાના તરફ આકર્ષે છે અને સુખ સામર્થ્ય, સપત્તિ, જ્ઞાન સૌદર્ય વિગેરેના ગુપ્ત ભેદોને જ્યાં ત્યાંથી તેની દૃષ્ટિ સમીપ ખડા કરવા અત્યત આતુર રહે છે. તે પળે પળે જ્યા ત્યા પોતાના ચમત્કારિક સ્વરૂપની ઝાંખી કરાવવા તક આપે છે. મનુષ્યની યથાર્થ જીજ્ઞાસાને આગળ અને આગળ દોરવ્યા કરે છે તે સુસ્તી ઉડાડી જાગ્રતિ લાવે છે. પ્રયત્નથી રહિત થઇ બેઠેલાને પ્રયત્નના મોટા મહાસાગરની મધ્યે લાવી મૂકે છે. આશાથી દૂર ખસેલા મૃત સરખા પ્રાણીને શુભાશાના અમૃતમય જીવન રસથી સિચે છે. અધકારમાં રહેલાને પ્રકાશમાં લાવે છે.

અંતરના જીવનપ્રતિ એક વખત અભિમુખ થાઓ. ફરી તમે

તમારી મેળે જ સ્વભાવિક તેના તરફ વળવાના. તે પહેલુ પગથિયુ લીધુ કે તમને અનેક દિશામાં પ્રકાશ જણાવાનો, તમારી વર્તમાન સર્વ સ્થિતિઓ બદલાવા માડવાની તમારી આશાઓ, તમારા પ્રયત્નો તમારી વિવિધ ધારણાઓ કઇક જુદુ જ રૂપ ધારણ કરવાના અને તમે તમારા મનથી નવોજ સૃષ્ટિમાં પ્રવેશ કર્યો છે એમ જાણવાના આથી તમે તમારી હાલની રીતિ નીતિ વિગેરેમા એકાએક ફેરફાર કરી જુદી જ દિશામા વળવાના, અને બધુ હાલ જે છે તે શુન્ય થવાનુ એમ નથી વસ્તુ સ્થિતિ તેવીજ રહેવાની તેમા ક્રમે ક્રમે યોગ્ય ફેરફાર થવાના પરતુ માત્ર તમારૂ લક્ષ્ય, તમારા ઉદ્દેષ વિગેરેમા ફેરફાર થતા તે સર્વ તમને નવા રૂપમા જણાવાના તેમાથી તમે હાલ જે મેળવી શકતા નથી તેવુ જ્ઞાન સુખ, ઐશ્વર્ય વિગેરે મેળવવા સમર્થ થઈ શકવાના, તેના પદાર્થો અને પરિસ્થતિ છતા જે કેટલુ અજ્ઞાનમા અને આળસમાં વહી જાય છે, અને યથાર્થ સુખ કે કલ્યાણ કરવા અનુકૂલ થઈ નથી રહેતા તે સર્વ પદાર્થો અને પરિસ્થિતિઓ આ તમારી બીજી જીવનના અતર ભેદો તરફ દૃષ્ટિ કરવાની સ્થિતિમા, વિશેષ અને વિશેષ સુખ, આનદ નિરામયતા વિગેરે પ્રકટાવવા તૈયાર થઈ રહેશે ઘણી વખત એવુ બને છે કે આપણી પાસે અત્યત ઉપયોગી મૂલ્યવાન્ સાહિત્યો પડયા હોય છે પરતુ તેનો લાભ જે આપણે લેવો જોઇએ તે લઈ આપણી સગવડ તથા સુખમાં વધારો કરી શકતા નથી, તે સર્વ આપણી આ નવીન સ્થિતિમા કરી શકીએ છીએ. જ્યા ત્યાથી અને જેમા તેમાથી આપણા સુખ, સગવડ વિગેરેના માર્ગ જડી આવે છે અને પ્રાપ્ત સર્વ પદાર્થો ઉપાધિરૂપ ન થતાં સુખના ઉત્પાદક સાધનરૂપ થઇ રહે છે. સ્વનુ અને પરનુ ઉભયનું હિત કરવાના સાચા માર્ગ જડી આવે છે.

સ્ત્રીઓમા શુ વિશેષતા છે, પુરૂષોમાં શુ વિશેષતા છે ? તેમના ઉભયના વ્યવહારોમાં શુ શુ વિશેષતા છે ? જગત્‌ના અન્ય પશુ પક્ષિ આદિમાં શુ શું જાણવા યોગ્ય છે ? વનસ્પતિ તેના ફળ, ફુલ વેલી વૃક્ષ, રેસા વિગેરેમાં જનહિત ઉપયોગી કયાં કયાં તત્ત્વો રહેલાં છે ? ખનીજ—તેના માટી, પથ્થર, ધાતુ વિગેરેમાં કયા કયા ગુપ્ત ગુણો સતાઇ રહેલા છે ? તથા આજુબાજુની જે અનેક નાની મોટી અસખ્ય ચમત્કારોથી દીપતી વિવિધ સૃષ્ટિઓ કેટલા અજાયબ પમાડ-

નાર વ્યતિકરોથી ભરેલી છે એ વિગેરે સર્વ અંતર જીવનના ઉમળકાના ઉદય સાથેજ કંઇ અંશમાં ધીમે ધીમે સમજાવા માંડે છે. તેમને જાણવાની બારી ખુલ્લી થાય છે. અને તેમના તરફ પડદા અથડાવા માંડે છે.

અંતર જીવનનો વિશુદ્ધ ઝળકારો નખથી શિખા પર્યંત, રેતીના જડ અણુથી સાક્ષાત્ ચૈતન્યના પરમધામ સુધી, એકાએક નહિ ધારેલા તેવા સુખમય, આનંદમય, સામર્થ્યમય કિરણો પ્રસરાવે છે અને સર્વ પ્રદેશના અલૌકિક જીવનરસનો સ્વાદ પમાડે છે.

સર્વોત્તમ વ્યવહાર સુખ, સર્વોત્તમ શરીરબળ, મનોબળ તથા આધ્યાત્મબળની પ્રાપ્તિ અને તેનાં સાધનો અંતરમા રહેલા અમર્યાદ સામર્થ્યવાન્ આત્મિકબળના વિકાસવડેજ મળતા હોવાથી અને તે બળનો વિકાસ તેના તરફ શુદ્ધ ભાવથી અભિમુખતા ધરવાથી થતો હોવાથી, તે તરફ ઉંડા ઉતરવાની સર્વને અત્યંત અગત્ય છે

વ્યવહારના વિવિધ ભારની ધાણી જે કેટલીક પરંપરાથી તથા વર્તમાન યુગના પ્રભાવથી પ્રાપ્ત થઇ છે તેમાંથી જે પ્રકારનુ મુક્તત્વ મેળવી તેમાથી સુખરૂપ સમાગમ અને વિહિત ભોગ મેળવવા અનુકૂલતા મેળવી શકાય, કંઇક ઉત્તમ અર્થની સિદ્ધી કરી શકાય, પ્રગતિના બે ચાર પગથિઆં પણ આગળ કાપી શકાય, જે યત્ન કરવામા આવે તેની કંઇક ગણત્રી થઇ શકે અર્થાત્ તે કંઇ હિસાબમા છે એમ લેખાય, જે પ્રાપ્ત છે અને જે મળી શકે તેવુ છે તેમનો પુરેપુરો ઉતમ ઉપભોગ કરી શકાય, અને જે જીવન પ્રાપ્ત થતાં તેની સાથે વિવિધ સામગ્રી પ્રાપ્ત થઇ છે અને તેમાથી જે જે જાણી શકાય, મેળવી શકાય તથા કરી શકાય તેવુ હોય, તે સર્વના માટે પ્રત્યેક મનુષ્યની અભિલાષા હોય છે, અને ઘણામા તે માટે તીવ્ર ઇચ્છા અને પ્રયત્ન દોડાદોડી કરી રહ્યાં હોય છે

આ સર્વ સિદ્ધ થવુ એ કુદરતના કે ઇશ્વરના નિયમથી વિરુદ્ધ નથી. તેમની પ્રત્યેક ક્ષણે સહાયતાજ છે પરંતુ સર્વેએ હમેશાં એ યાદ રાખવાનુ છે કે કુદરત તથા ઇશ્વર કોઈ પણ નિયત પદ્ધતિ અથવા દ્વાર એકાએક કાંઇ પણ કરતા નથી તે હમેશાં કોઇ ચોકસ નિયમોના આધાર વિગેરેને રચીનેજ આગળ કામ કરે છે માટે તેમના જે જે નિર્ણિત સાધનો હોય તેમનો આશ્રય લેવો જોઇએ અને ત્યારેજ તે અનુકૂલ થવાની સર્વ આશાઓ પરિપૂર્ણ બાંધી શકાય છે. પરંતુ આ નિયત સાધનોનો સમુહ, અંતરમા રહેલા જીવનના

પ્રવાહમાં એકત્ર થઇ રહેતો હોવાથી, મનુષ્યને જે કરવાનુ રહે છે તે એટલુજ છે કે તેણે અતરના સ્થૂલ, સૂક્ષ્મ સર્વ પ્રવાહો તરફ લક્ષ રાખી તેમનુ યોગ્ય દિશામાં નિયમન કરવુ. તેમની અત્યંત વિશુદ્ધી સાધી તેની સર્જનાત્મક શક્તિને પોતાના ઇપ્સિતાર્થ તરફ કળે કળે વાળવી, અને શ્રદ્ધા તથા ધૈર્યને પરિણામ સુધી પુરૂષાર્થથી વેગળા ન રાખવાં. અવશ્ય મનના મનોરથ પૂર્વોક્ત વિધિથી સફળ થશે.

મનને, ઇન્દ્રિયોને તથા શરીરને કેળવવાનુ તથા સન્માર્ગગામી કરવાનું યથાર્થ અને એકજ સાધન કહીએ તો તે સર્વની પાછળ રહેલુ સર્જનાત્મક ગુપ્ત આતરજીવન છે. તેના ઉપર સીધિ અસર કરવાથી જે પ્રકારનુ બહાર પગલુ ભરાવવુ હોય તેવુ ભરાવી શકાય છે. નવીન કેળવણીનો પાયો આ નિશ્ચયને અવલબીનેજ રચવાનો ચાલે છે. મનુષ્યના મગજ ઉપર અથવા તેના મન, ઇન્દ્રિય, શરીર વિગેરેના વ્યાપારો ઉપર બહારથી બળાત્કારે દબાણ કરી તેમને કેળવવાનો માર્ગ છોડી દઈ હવે એવી પરિસ્થિતિ અને અતરના ઓજસ્ બળનો પ્રભાવ કૂશળ નેતાઓ દ્વારા રચવાનું ચાલે છે કે જેથી તેવા વાતાવરણમા પ્રવેશ કરનાર સર્વનુ અતરનુ ધ્યાન ઉ-ન્માર્ગ પ્રતિ જતુ પાછુ વળી સન્માર્ગ અને સત્કૃતિ તરફજ વળે તથા જે જે યથાર્થ કરવા યોગ્ય ક્રિયાઓ હોય તેમના તરફ અતરના વેગથી આકર્ષણ અને અભિરુચી ઉત્પન્ન થાય ત્યાં પ્રેમથી અને સ્વતત્રતાથી જેનુ તેનુ ચિત્ત પરોવાઈ જાય જ્યા આગ્રહ અને બળાત્કારનો પડદો પણ પડતો ન હોય. કુદરતની પ્રેરણા શક્તિજ એવા પ્રકારની જાગ્રત થાય કે જે જે ક્રિયા આચારમા મૂકવાની હોય તેના તરફ કુદકો મારી ઉડી પડે અને જ્યા પર્યંત તેને ઉત્તમ પ્રકારે સિદ્ધ ન કરે ત્યા પર્યંત સદ્‌વિચાર અને સદ્‌યુક્તિને સદા જાગ્રત રાખ્યા કરે

આ પ્રકારે જે જે નિશ્ચયો, સકલ્પો વિગેરે નાના તથા મોટા સર્ગમા ઉદયને પામે છે. તે ખરા અત કરણના ઉમળકા સાથે પ્રકટે છે, અને તે પુરૂષાર્થના સત્ય, હિતકર તથા આનદને હમેશાં સાથે રાખનાર, વિશાળ ક્ષેત્ર તરફ સતત વહન કર્યા કરે છે તે કર્તવ્યને કરવુ એ નિશ્ચય ઉપર આવી જાય છે અને ફલને સ્વાભાવિક પ્રક-ટેલુ જોઇ ગુરૂ તથા ઇશ્વરના અનુગ્રહને ધન્યવાદ અર્પે છે.

કેળવણીનું વાસ્તવ સત્ય મનુષ્યના વિવિધ સામર્થ્યોને તેના જે જે ઉત્તમ ફળો હોય તે તે પ્રકટ કરવા સહાય અર્પવી અને તેમા અસ્વાભાવિક વિક્ષેપના કારણો હોય તેને દૂર કરવાં તે છે અને આ સર્વ અ તરમાં રહેલા જીવનની યથાર્થ સમજણથી હસ્તામલકવત્ સ્પષ્ટ થતું હોવાથી, તે અ તર જીવનના અભ્યાસ અને વિચારની મનુષ્ય માત્રને સંપૂર્ણ અગત્ય છે એમ ઠરે છે.

જગતમાં મનુષ્ય પાસે આ એકજ અંતરનુ યથાર્થ સામર્થ્ય કેળવાયલુ હોય છે તો તે સુખ, આનદ ઐશ્વર્ય સૌંદર્યને સ્વાભાવિક પ્રાપ્ત કરે છે તેની પાસે તે એક અસાધારણ અને અમૂલ્ય સપત્તિ લાવે છે કે જેનાવડે પ્રેયસ્ અને શ્રેયસ ઉભયના સુખો મેળવવા તેને કઠિન રહેતા નથી.

ઘણા મનુષ્યો ધન પાસે હોવા છતા ધનથી પ્રાપ્ત થનાર સુખો ભોગવી શકતા નથી, ગૃહ વિશાળ અને સુદર હોવા છતાં તેનાથી પ્રાપ્ત થનાર સુખો ભોગવી શકતા નથી અને તેજ પ્રમાણે વિવિત્ર સામગ્રી બહિર્ પ્રદેશમાં પ્રાપ્ત છતા તેનો સુખાર્થે ઉપભોગ જેવો થવો જોઇએ તેવો કરી શકતા નથી. પરંતુ અ તરના સ્થૂલ સૂક્ષ્મ જીવનના સાચા અભ્યાસી વિરલ પુરૂષો તે સર્વ અને તદ્ ઉપરાત અનેક ગુણ વિશેષ, વિવિધ પ્રદેશોના આનદને મેળવી શકે છે. તેમના ઉપર ઇશ્વરનો અપરિમિત અનુગ્રહ ઢળવા માડે છે, તેમણે આત્મા તરફ અભિમૂખતા બતાવી હોય છે. આ માને તેમણે શરીરમાં મનમા ઇન્દ્રિયોમાં અને વાસ્તવ તેના સ્વરૂપમા જોવાનો પ્રયત્ન સાધ્યો હોય છે. સ્વલ્પમા તેમણે સાચા સદ્ગુરૂના દ્વારમાં પ્રવેશ કરી જીવનની કલાના સર્વ ચમત્કારો તેમના અનુગ્રહથી સમજી લીધા હોય છે અને વાસ્તવ અભ્યાસકનુ વ્રત સિદ્ધ કર્યું હોય છે. તેમણે એક દેશીય નહિ પરતુ સર્વદેશીય શિક્ષણ પ્રાપ્ત કર્યું હોય છે કે જે સદ્વસ્તુની પ્રાપ્તિનુ સર્વ સમયે અને સર્વ વસ્તુમાં અમોઘ સાધનરૂપ છે.

પરમાત્મા, શ્રીસદ્ગુરૂ અંતર અને બહિર સર્વ પટોમા તેમના વાસ્તવ સ્વરૂપનું દર્શન કરાવો એજ અ તિમ શુભેચ્છા પૂર્વક વિવિધ પ્રણતિ.

**भोगीलाल. ज. ओझा.**

॥ ॐ श्री ॥

# धर्मनां दश लक्षणो.

પ્રાણિમાત્રને સદ્બુદ્ધિ આપનાર જગન્નિયતા પરમાત્માને પુનઃ પુન પ્રણામ કરૂં છું.

આ જગત્માં સર્વ કર્તવ્યોમાં ધર્મ મુખ્ય છે. એ સઘળી વાતોનો પાયો છે. જેમ મૂળ વિના ઝાડ ઉભુ રહી શકતુ નથી, તેમ જે મનુષ્ય આ સસારમા ધર્મનો અનાદર કરે છે, તે નભી શકતુ નથી. તે ગમે તેવા અને ગમે તેટલા કાર્યો કરે પણ તે કાર્યો પરિપૂર્ણ થતા નથી, કદાચ એકાદુ કાર્ય પાર પડે તોપણ તે ઘણો સમય ટકી શકતુ નથી

ધર્મના ભયથી સઘળા લોકો સદાચરણે ચાલે છે. જગત્મા ધર્મના જેવો મનુષ્યને સન્માર્ગે પ્રવર્તાવનાર કોઇપણ ભય નથી. જો મનુષ્યને ધર્મનો ભય ન હોત તો આ સસારમા કેટલા અનર્થ થાત તે કહી શકાત નહી, પરતુ જોઇએ છીએ તો ધર્મના ભયને લીધે ઘણા મનુષ્યો પાપકર્મ કરતા અટકે છે. તેમ કદાચ જાણે અણજાણ્યે તેવુ કર્મ થયુ હોય છે તો તેનો પશ્ચાત્તાપ કરી તેવુ ન કરવા અતરમા પ્રતિજ્ઞા લે છે. આ જગત્નુ રક્ષણ કરી તેનુ કલ્યાણ કરવાનો ગુણ ધર્મમા છે તેથીજ તેનુ નામ ધર્મ એટલે ધારણ કરનાર એવુ પડયુ છે.

આ ધર્મનુ સારૂ જ્ઞાન હોવુ તથા તે પ્રમાણે વર્તન કરવુ એ પ્રત્યેક મનુષ્યને અગત્યનુ છે તેમાં વિશેષે કરી સ્ત્રીઓને તો ખાસ તેની જરૂર છે. કારણ સ્ત્રીઓમાંથીજ પુરુષ રત્નોની ઉત્પત્તિ છે.

આપણે જોઇએ છીએ કે સંસારમા ઉપર ઉપરનો ઢોંગ કરનારને પણ મનુષ્યો કેટલુ માન આપે છે ? ધર્મને તે પ્રમાણેનું માન આપવુ યોગ્યજ છે. જો કે ગ્રહણ કરનાર પાત્રની અયોગ્યતાને લીધે કઇક દોષો પણ જોવામાં આવે છે, પરતુ તેથી મૂળ ધર્મ એ કાંઇ અવગણનાને પાત્ર નથી

મરણ સમયે જ્યારે પતિ, પુત્ર, માતા પિતા સાસુ સસરા વિગેરે કોઈ પણ કષ્ટમાંથી ઉગારવા આવતુ નથી ત્યારે તે ધર્મ જ

સહાય થાય છે. તે સગાં તો વેગળાં રહ્યાં પણ જે શરીરને આપણે હું કહીએ છીએ તેમ જે શરીરના પોષણ માટેજ અધર્મ સેવાય છે, તે પણ આપણી સાથે આવતુ નથી માટે અંત સમયે શાંતિ આપનાર ધર્મનેજ સેવવો જોઇએ.

ધર્મ શબ્દનો અર્થ સામાન્યરીતે ઉપર કહ્યો હવે તેનાં લક્ષણ કયાં કયાં છે તે વિચારીએ.

**૧ ધૃતિ, ૨. ક્ષમા, ૩. શમ, ૪. અસ્તેય, ૫, શૌચ, ૬ દમ, ૭ બુદ્ધિ, ૮ વિદ્યા, ૯ સત્ય, ૧૦ અક્રોધ.**

આ સઘળાંનો ઉપયોગ કયે કયે ઠેકાણે કેવી રીતે કરવો તે તપાસીએ.

૧ ધૃતિ—ધૈર્ય. હિંસક પશુઓ જેવાં કે સિંહ, વાઘ વિગેરે તરફથી અથવા રણક્ષેત્રમા શત્રુ તરફથી ભય આવે તે વખતે જે ધીરજ હોય છે તેજ ધૈર્ય એમ કહેવુ નહી તેનુ નામ ધૈર્ય કહેવાય ખરૂ પણ તે ગૌણ, પરંતુ આજકાલ તો આપણી બ્હેનોનાં હૃદય એટલાં બધા કોમળ થઇ ગયા છે કે બિલાડી જેવુ—અરે બિલાડી તો શુ પણ વંદો અગર કસારી જેવુ ક્ષુલ્લક પ્રાણી હોય તો તે-નાથી પણ ડરીને દૂર નાસે છે, તો ઉપર કહ્યુ તેવુ ધૈર્ય તો ક્યાથી હોય ? ઉપર જે ધૈર્ય કહ્યુ તે તો સામાન્ય પણ ધર્મ સબંધી જે ધૈર્ય તેજ મુખ્ય છે. એવી ઘણી બહેનો હશે કે જે પોતાની પાડોશણો વિગેરે સાથે લડીને પોતાનુ પરાક્રમ બતાવના હશે, પણ ક્રોધ, લોભ વિગેરે જે આંતર શત્રુઓ આપણા શરીરમાં રહે છે તેમની સામે ' હું ધર્મ વિરૂદ્ધ વર્તન નહી કરૂ એવો દઢ નિશ્ચય કરી સંગ્રામ કરે તથા તેમને જીતે એવી બહેનો તો વિરલ જ હશે.

મનુષ્યના મન ઉપર સત્તા ચલાવનાર લોભ વિગેરે શત્રુઓ એવા તો જબરા હોય છે કે તેમની આગળ બલવાન મનુષ્યોનો પણ આશરો નથી. ગમે તેવો ધાર્મિક કે જ્ઞાની હોય તોપણ જ્યા સુધી આ શત્રુઓના બંધનમા તે આવ્યો નથી ત્યાંસુધી તેનું તેપણું રહે છે. આવે સમયે ધર્મ વિરૂદ્ધ વર્તન ન કરે તેનું જ નામ ધૈર્ય.

ધર્મનો નાશ કરવા હજારો લાલચો આપણી સામે આવે છે, પણ તે તરફ લક્ષ ન કરતાં આપણો ધર્મ શુ છે તેજ સ્મરણ કરવુ. અને અધર્મ સામુ અડગ રહેવુ એનું જ નામ ધૈર્ય.

ક્ષમા—જે મનુષ્યમાં આ લક્ષણ રહેલું છે તેને ઘણા ફાયદા થાય છે જેનામાં ક્ષમા રહેલી છે તેના તરફ દ્વેષભાવથી જોનારા ઓછા હોય છે. વળી કોઇએ આપણો ગુન્હો કર્યો હોય વા કાંઈ ખોટું કર્યું હોય તેના પ્રતિ જો આપણે ક્ષમા દાખવીએ તો તે ગુન્હો કરનાર પોતાની મેળે શરમાઇ જાય છે. આથી ક્ષમા કરનારને તથા જેના પ્રતિ ક્ષમા કરી હોય તે બનેનુ સારૂ થાય છે; કેમકે ક્ષમા કરનાર પોતે મનમાં શાંત હોઇ ઇષ્ટિકૃપા મેળવે છે, અને ક્ષમા મેળવનાર સામા મનુષ્યના ગુણ જોઇ પોતે પોતાના કર્મનો પશ્ચાત્તાપ કરે છે, અને ધીમે ધીમે સુધરવા પ્રયત્ન કરે છે.

વિદ્વાનોએ સ્ત્રીઓને પૃથ્વીની ઉપમા આપી છે, કારણ પૃથ્વી સર્વ પ્રાણીની માતા છે. તેનામા કેટલો ક્ષમા ગુણ રહેલો છે. ખેડુત તેને હળવડે ખેડે છે. પ્રાણીમાત્ર તેના ઉપર સારી નરસી ક્રિયા કરે છે. પણ તે સઘળુ તે સહન કરે છે, અને ઉલટુ અન્ન વસ્ત્ર વિગેરે આપી સર્વનું કલ્યાણ કરે છે

ક્ષમા ગુણવિષે સતી દ્રૌપદીનુ દષ્ટાંત ઘણાના જાણવામા છે. જયારે તેમના પાચે પુત્રોને અશ્વત્થામાએ ઉંઘતા મારી નાખ્યા હતા અન તેઓ કલ્પાત કરતાં હતા ત્યારે ભીમ તથા અર્જુને તેમનો વધ કરવા પ્રતિજ્ઞા લીધી હતી. પરતુ જયારે તે પ્રમાણે કરવા અશ્વત્થામાને બાધી તેમની પાસે લાવવામાં આવ્યા ત્યારે માતા દ્રૌપદીએ શુ કહ્યુ હતુ કે અરે તેને મારવો યોગ્ય નથી, કારણ એક તો ધર્મ દૃષ્ટિથી જોતા તે ગુરુ પુત્ર છે અર્થાત્ ગુરુપુત્ર એ ગુરુસ્વરૂપ છે વળી જેમ મ્હારા પુત્ર મરવાથી મ્હને જેટલુ કષ્ટ થાય છે તેટલુજ કષ્ટ અશ્વત્થામાને મારવાથી તેમના માતાને થશે, માટે એમને છોડી મૂકો. અહા ! કેટલી ક્ષમા. શુ આ ગુણ આપણ સર્વએ ધારણ કરવા યોગ્ય નથી ?

શમ —-મનોનિગ્રહ મનને કબજે રાખવુ એ મુખ્ય કામ છે. આપણે સાધારણ દાખલા ઉપરથી જોઇશુ તો કોઇક વિરલ બ્હેનનુજ મન પોતાના કબજામા હશે.

એક સામાન્ય વ્યવહારિક દાખલો લઈએ કે એક કાપડીઓ પોતાને ઘેર આવ્યો હશે પાંચ અગર દશ રૂપીઆનો માલ લેવો છે એવું ધાર્યું હશે, પણ જ્યાં કાપડીઆએ પોટલીઓ છોડવા માંડી અને એક પછી એક સરસ વિલાયતી ભાતની છીંટો, ગવનો વાસલનાં પોતો, રેશમી ભભકદાર સાડીઓ વિગેરે કાઢવા માંડયું તે

વખતે જે ઉપર ખર્ચ કરવાનો વિચાર હતો તે એની જગ્યાએ ર-હ્યો. પાંચ ને બદલે પચાસ ખર્ચ થયુ તોએ અતૃપ્તિ રહી.

જ્યારે આવી રીતે વ્યાવહારિક બાબતોમાં સ્ત્રીઓનાં મન કબજે રહેતાં નથી તો પછી આ સસારમાથી ઉપરામ પામવા મનને તાબે કરવુ હોય તો તે આપણી બ્હેનોથી શી રીતે બની શકશે ?

મ્હારૂ કહેવુ એમ નથી કે ગૃહસ્થ બહેનોએ સસારનો ત્યાગ કરવો, અને ફક્ત ધર્મ કાર્યજ કરવાં, પરતુ સસારની અતિશય આસક્તિમાથી મનને કઇક પરમાત્મા પ્રતિ વાળવા પ્રયત્ન કરવો પુણ્યકર્મમા પ્રીતિ લગાડવી આ રીતે તેનો નિગ્રહ થઇ શકે છે. આનુ નામ મનોનિગ્રહ છે

*अस्तेय*—ચોરી ન કરવી. ચોરી બે પ્રકારની છે એક તો કોઇની વસ્તુ વગર જણાવ્યે લેવી તે. અને બીજુ મનમા કાઇ અને બહાર કાઇ દેખાડવુ તે.

જેમ આપણી વસ્તુ કોઇએ આપણને કહ્યા શિવાય લીધી હોય છે તો જેટલુ આપણને અઘટિત જણાય છે તેટલુજ સામાને પણ જણાય છે. વળી તેથી વિશ્વાસ ઓછો થાય છે

વળી બીજી જાતની ચોરી કે અતરમાં પાપ અને બહાર જુદુ બતાવવુ તે રીત પણ ત્યજવા જેવી છે અતરમાં છુપીરીતે કરાતા પાપ આપણે ધારીએ કે કોઇ જોનાર નથી પણ તેને જોનાર બીજુ કોઇ નથી તોપણ ઇશ્વર તો છેજ કહ્યુ છે કે—

આસપાસ આકાશમા, અતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ

તો તે અતર્યામિ રૂપે દરેક કૃત્યનો સાક્ષી છેજ. કોઇપણ કાર્ય શરૂ કરતા પહેલાં અતર તરફ દૃષ્ટિ કરીશુ તો તે કરવા લાયક છે કે કેમ તેનો ઉત્તર સહજ મળે તેમ છે જો અઘટિત કાર્ય થઇ ગયુ હશે તો બહારથી ગમે તેવી રીતે ફરતા છતા અતર મે ખોટું કાર્ય કર્યું છે એમ બળ્યાજ કરશે. પાપ કદી પણ છુપુ રહેતુજ નથી, તેથી નાનામાં નાનુ પણ પાપ કર્મ કરવુ નહી. અતરમાંજરાક પાપ બુદ્ધિ ઉત્પન્ન થઈ તો તત્કાળજ તેને દૂર કરવી. વૃક્ષ જ્યાં સુધી કુમળું હોય છે ત્યા સુધી તેને ઉખેડતાં મહેનત થતી નથી; પણ જ્યાં એના મૂળ પથરાઇ ગયાં તો પછી તેને ઉખેડી નાંખતા મુશ્કેલી પડે છે. તેમ જ્યાં સુધી અંતર પાપથી છવાઈ મલિન

થયુ નથી ત્યાર પહેલાંજ જે કંઈ મલિન બુદ્ધિ હોય તેનો ત્યાગ કરવો.

લોભ એ સર્વ અનર્થનુ મૂળ છે માટે તેનો ત્યાગ કરવો. તેમ કર્યાથી ચોરી વિગેરે પાપ કર્મ પણ દૂર થશે.

**શૌચ**—પવિત્રતા તે પણ બે પ્રકારની છે. એક બહારની અને બીજી અંતરની બહારની ચોકખાઇ એટલે સ્નાન કરવુ, વસ્ત્ર સ્વચ્છ રાખવાં, વાસણ, ગૃહ વિગેરે સાફ રાખવાં તે. સ્નાન કરવાથી શરીર અને મન બન્ને પવિત્ર થાય છે હરેક કાર્યમાં સ્ફુર્તિ ઉપજે છે ગૃહ વસ્ત્રો વિગેરે પણ સ્વચ્છ રાખવાથી બહિર્ પવિત્રતા આંતર પવિત્રતાના સાધનભૂત બને છે

બીજી અંતરની પવિત્રતા—મનષ્ય બહારથી ગમે તેટલુ ચોકખું હોય પણ જો તેનુ અંતર મેલુ હોય તો તે કોઇને ગમતું નથી. વ્યવહારમા પણ વપરાય છે કે મનનુ મેલુ માણુસ સારૂ નહિ જેમ વાસણ બહારથી ઉજળુ હોય પણ અંદરથી લીલ ગઈ ન હોય તો તેમાં પાણી પીવુ ગમતુ નથી, તેમ આંતરના મેલા મનુષ્યના સહવાસમા આવવુ ગમતુ નથી. મેલા મનનુ માણુસ પોતે પણ સુખ પામતુ નથી તેના અંતરમાં પાપ વાસનાઓ ભરેલી હોવાથી મન ચિંતાતુર હોય છે તો ચિંતાતુરને સુખ કયાથી ?

હમેશાં મન પવિત્ર વિચારોથી પૂર્ણ રાખવુ જોઇએ, ભરેલા પાત્રમાં બીજી વસ્તુ મૂકવાને અવકાશ રહેતી નથી

પવિત્ર વિચારોથી ભરપૂર મનમા જરા પણ પાપ વાસના પ્રગટશે નહી પવિત્ર વસ્તુ હમેશા આનંદની જનક છે તો ઉભય પવિત્રતા સેવી તેનો અનુભવ લેવો એ આપણુ કર્તવ્ય છે

**इंद्रिय निग्रह.**—ઇંદ્રિયોને ઘોડાની ઉપમા મળેલી છે જો ઘોડાની લગામ છુટી મૂકીએ તો તેને ફાવે તે માર્ગે લઇ જાય છે, તેમજ જો ઇંદ્રિયોને કબજે ન રાખી હોય તો તે ગમે તેવે રસ્તે દોરાય છે તેથી તે કોઈ પણ અયોગ્ય કાર્યમાં દોરાય તો તરત જ મનરૂપી લગામવડ તેને કબજે કરવી. મનોનિગ્રહ અને ઇંદ્રિય નિગ્રહ એ પરસ્પર સહાયક છે મનને હમેશા સત્કાર્યમા પરોવેલુ રાખવાથી ઇંદ્રિયો આપણે સ્વાધીન રહે છે. સાવધ રહી તેને સ્વાધીન રાખવી, પણ તેને આધીન થઈ જેણીગમ તે દોરે તેમ દોરાવુ નહી.

જિતેંદ્રિય મનુષ્ય ઘણાં સારાં કામ કરે છે. અને જયાં જાય છે ત્યાં માનને પામે છે. નિગ્રહવડે મેળવેલા બળથી અંતઃકરણ

ઉમદા લક્ષણવાળું થાય છે અને અતકરણ જેમ જેમ ઉચ્ચ થાય છે તેમ સર્વ જનો તેના પરિચયમાં આવવા વિશેષ ઇચ્છે છે. વ્યવહાર અને પરમાર્થ ઉભયમાં આની જરૂર છે

**ધી.**—ધર્મ સબધિ બુદ્ધિ. સારાસારનો વિચાર કરી તે માટે એક નિર્ણય ઉપર આવવુ તે બુદ્ધિનુ કામ છે તેનામા જેવા સસ્કાર પડેલા હશે તે પ્રમાણે તે ગ્રોગ્ય કાર્યમાં પ્રવૃત્તિ કરશે તો બુદ્ધિને હમેશા ધાર્મિક કાર્યો તરફની પ્રવૃત્તિમા દોરવવી એ સારૂ છે સત્ અસત્ના સ્વરૂપને જાણનાર બુદ્ધિ કદાપિ અધર્મ પ્રવૃત્તિ કરશે જ નહી અને હમેશા ધર્મબુદ્ધિ રહેવાથી પોતાનુ કલ્યાણ જ સધાય છે

**વિદ્યા**—ઇશ્વર સબધી જ્ઞાન વિદ્યા જેનામ નથી હોતી તેને સુખ શુ તે સમજાતુ નથી વિદ્યા વિનાનાં મનુષ્યો જે જે કાર્યમા પ્રવૃત્તિ કરે છે તેમા નિષ્ફળ થાય છે. વગર વિચારે કરેલાં કાર્યોથી દુખ ઉત્પન્ન થાય છે, કેમકે અજ્ઞાનને લીધે એમ સમજે છે કે આપણે જે જે પ્રયત્ન કરીશુ તેથી સુખ થશે જ પછી તેથી સામાને નુકશાન થશે કે કેમ તેનો વિચાર કરતા નથી પરિણામ વિચાર વિનાનુ કાર્ય ઘણે ભાગે પશ્ચાત્તાપમા સમાઈ જાય છે આવી સ્થિતિમાં સુખ ક્યાથી હોય ? માટે સઘળો ભાર ઇશ્વર ઉપર નાખવો જે સારૂ નરસ જગત્મા થાય છે તે સર્વ તે કૃપાળુ પરમાત્માની મરજીથીજ થાય છે. કદાચ એવુ થાય કે જેથી આપણને અત્યત કષ્ટ પ્રાપ્ત થાય તો ઇશ્વરે અમારૂ ખરાબ કર્યું એમ સમજવુ નહી ઇશ્વર તો સર્વનુ કલ્યાણજ ઇચ્છે છે. જુવો કે આપણા વ્યવહારીક માતાપિતા છે તે આપણુ ખોટું કરવાને કદી ઇચ્છતા નથી તો સર્વના માતાપિતા સ્વરૂપ પરમાત્મા પોતાના બાળકનુ કદી ખોટુ કરેજ નહી એમ જાણી પ્રભુએ આપણને જે સ્થિતિમા મૂકયા હોય તેમાજ સતોષ માનીએ તો તેથી આપણને સુખ થશે

જો ઇશ્વરઉપર શ્રદ્ધા રાખી તે જે જે કરે છે તે સારૂ જ કરે છે એમ માનીએ તો દુખની સ્થિતિમાં પણ આનદ રહે છે.

જેમ જેમ દુખ પડતુ જાય તેમ તેમ પ્રભુનો આપણા ઉપર અનુગ્રહ થાય છે એમ માનવુ. શો અનુગ્રહ થાય છે ? કે જુવો જ્યારે આપણે વ્યવહારિક સુખમા પડેલા હોઇએ છીએ ત્યારે પ્રભુને સભારતા નથી, પણ જ્યારે આપણા ઉપર કોઇ પણ જાતનુ કષ્ટ પડે છે ત્યારે તત્કાળ તેનુ સ્મરણ કરીએ છીએ. ઇશ્વર પ્રેમ

જેવું જગતમાં કોઈ પણ સુખ નથી. અને તે મેળવવા માટે જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન જેને નથી તેનો જન્મ નિરર્થક છે. તેથી હું અને મારાપણાનું અભિમાન છોડી બ્રહ્મજ્ઞાન અર્થાત્ પરમાત્મા સંબધીનું જ્ઞાન જરૂર મેળવવુ જોઇએ.

**સત્ય.**—સાચુ બોલવું અને તે પ્રમાણે આચરણ કરવુ.

જે મનુષ્યમાં સત્ય નથી તે વિદ્વાન્ હોય કે ધનવાન્ હોય પણ માનને પાત્ર નથી. એકાદ વાર અમૂક જુઠુ છે એમ કોઈના મનમા આવ્યુ તો પછી તેના ઉપર કોઇને વિશ્વાસ આવતો નથી. દરેક તેનાથી બ્હી બ્હીને ચાલે છે

સત્યમાર્ગે ચાલવાથી ઘણા ફાયદા થાય છે. એક તો પ્રભુના ગુન્હેગાર થવાશે નહી. વળી સાચી વાત કહી દીધી હોય તો આપાણુ અતર તેથી શુદ્ધ રહેશે કારણ કે જો આપણે કોઇને સાચી વાત ન કહેતા જુઠી વાત કરીએ તો એક જુઠાણુની પાછળ અનેક જુઠાં ગોઠવવા પડશે ને તેને માટે અતરમા તેવા અનેક જુઠા સકલ્પો કરવા પડશે ને તેવા સકલ્પથી સસ્કાર પણ તેવાજ પડે છે, અને તેથી અતર મલિન થાય છે.

કદાચ જુઠુ બોલી એકાદવાર કોઇને છેતરીશુ તો પણ આખરે સત્યજ આગળ આવશે. જુઠામા થોડો વખત કદી સુખ લાગશે, અને સત્યને માર્ગે જતા કષ્ટ વેઠવુ પડશે. પણ આખરે જય સત્યનો છે.

રાજા હરિશ્ચદ્રનુ દષ્ટાંત સર્વના જાણવામાં છે. તેને કેટલુ દુખ પડયુ. રાજ્ય ગયુ, સ્ત્રી પુત્ર ગયા, છેવટે પોતાને ચાંડાળને ત્યાં વેચાવાનો સમય આવ્યો અને ત્યાં પણ કેવાં કર્મ કરવાં પડયા કે જે સભારતાં આપણને પણ કપારી છૂટે છે, તો આવો.રાજા તેને વેઠવાં કેટલા કષ્ટદાયક લાગતા હશે ? પણ તે સઘળુ દુખ શાને માટે ? એક સત્યને માટેજ તો એ દષ્ટાત ઉપરથી આપણે શું સમજવુ કે ગમે તેવું કષ્ટ આવે પણ સત્યથી ચળવુ નહીં

ગુન્હો છુપાવવા અગર બીજા આગળ સારાં કહેવાવા જુઠું બોલીશુ, જુઠા આચરણ કરીશુ તે વખતે આપણો અતરાત્માજ આપણને સૂચવે છે કે આ આપણે ખોટું કરીએ છીએ. આ વાત જ્યારે જુઠું બોલવાનો પ્રસંગ આવે ત્યારે જરા ધ્યાન દઇને જોઈશુ તો માલુમ પડશે કે આ કર્મ કરવાને મન શું કહે છે ? સ્ત્રી

ઓને તો વ્યવહારમાં ઘડી પલકમાં જુઠું બોલવાનો પ્રસંગ નજર આગળજ હોય તેથી તેમણે તો ધારવુજ કે ગમે તેવું દુઃખ વેઠવું પડે તો પણ સત્ય રીતેજ ચાલવું. ઇશ્વર આપણુને તે કષ્ટથી છોડવવા અને આપણુ સત્ય આગળ પાડવા સહાય થશેજ.

**અક્રોધ**

ક્રોધ એ દરેકનો મોટો શત્રુ છે. તેને જીતવો ઘણો મુશ્કેલ છે. ક્રોધ કેટલો બળવાન છે કે જ્યારે તે ઉત્પન્ન થાય છે ત્યારે મનુષ્ય સારાસારનો વિવેક વિસરી જાય છે તે દરેકને અનુભવ સિદ્ધ હશે જ્યારે ક્રોધ ચઢે છે ત્યારે શુ બોલવું શું ન બોલવું, સામુ માણુસ મોટુ છે કે નાનુ, સારૂ માણુસ છે કે કોણુ છે, તેનો કાંઇ પણુ વિચાર રહેતો નથી

ક્રોધને રાક્ષસ કરતા પણુ બુરો કહેલો છે રાક્ષસ તો સામા માણુસનુજ લોહી પીએ છે, અને ક્રોધ તો પોતાનુ અને પારકાનુ બન્નેનુ લોહી બાળે છે માટે દરેક બ્હેનોએ ક્ષમારૂપી જળવડે હમેશા ક્રોધરૂપી અગ્નિને શાત પાડવાનો અભ્યાસ સેવવો.

જ્યારે સામા મનુષ્યે અથવા પોતાના બાળકે કે કોઇએ પણુ આપણો અપરાધ કર્યો હોય તે વખતે આપણુને ઘણો ગુસ્સો ચ્હડે છે. તો તે વખતે તેને ઠપકો આપવો નહીં અડધો કલાક રહી તેને તે બાબત સુચવવુ. જેથી આપણુ લોહી ઉકળે નહી તેમ સામા મનુષ્યને પણુ અતિશય ખોટુ લાગ્યા જેવુ થાય નહીં અને પોતાનાં ખોટા કૃત્યનો પશ્ચાત્તાપ કરી ફરી તેવુ કરે નહી.

જુવો કે જે માતા ક્રોધી હશે અને પોતાનાં બાળકો ઉપર સહજ વાકસર મારઝુડ કરે અને ગાળો દે છે તે માતાનાં બાળકો પણુ ચીડીઆં અને ક્રોધી થાય છે.

અને જે માતા શાંત હશે તેમા બાળક પણુ શાંત સ્વભાવનાં હશે.

જેટલુ શાંતિમા સુખ છે તેટલુ ક્રોધ કરે મળતુ નથી નાના બાળક ઉપરથી દાખલો લઇશુ કે જે બાળકમા શાંતિ હશે તે કેવુ આનંદી લાગે છે !

શાંતિથી પોતાની પ્રજા પણુ તેવીજ થાય છે. શાંતિથી પરમાત્માપ્રતિ વૃત્તિ જાય છે.

ક્રોધની સાથે તેના સમાન ઈર્ષ્યા દ્વેષ વિગેરેનો પણુ ત્યાગ કરવો. સવની સાથે પ્રેમ અને વિનયથી વર્તવુ. કોઇનામાં વધારે

સારા ગુણ હોય તો તેની ઈર્ષ્યા ન કરતાં તેવાંને જોઈ સંતોષ માનવો અને પોતે તેવાં ગુણશીલ બનવા પ્રયત્ન કરવો.

બ્હેનો ! આ દશ પ્રકારના લક્ષણ જેમા હશે તેજ ધર્મ સર્વ પૃથ્વીના મનુષ્યોમાં સરળ રીતે સન્માન પામે છે. તો તે તમારામા હશે તો તમે પણ સર્વ સ્થળે સન્માનને પાત્ર થશો.

આ પ્રકારના નિર્મળ ધર્મથી જે મનુષ્યનુ જીવન પવિત્ર થયુ છે, તેના જેવુ સુખી કોઇ નથી આ સસાર માર્ગમાં કદી એકલા જવુ નહીં આ માર્ગ ભયંકર છે તેમાં કયે ઠેકાણે ભય છે. કયો રસ્તો સારો છે, તેની આપણને ખબર નથી, માટે આપણને મદદ કરનાર અને સારૂ નરસુ જાણી સાવધ કરનાર એકાદ મિત્ર સાથે રાખવો એ મિત્ર તે ધર્મ, કે જેના જેવો મનુષ્યને નિસ્વાર્થિ મિત્ર કોઇ નથી સઘળા મનુષ્ય સ્વાર્થ સબધ સેવનારા હોય છે માટે ધર્મ સરખો નિ.સ્વાર્થી તથા સર્વદા ભયથી આપણુ રક્ષણ કરનાર મિત્રને વિસરવો નહી, અને નિષ્કપટ ભક્તિભાવે ઇશ્વરને પ્રાર્થના કરવી કે તે આપણને ધર્મને અનુસરી કાર્ય કરવાની તથા તેમાં તત્પર રહેવાની બુદ્ધિ સર્વદા આપેજ.

सुलोचना बहेन.

# मायाअने मायापतिनो अनुग्रह.

અખિલ બ્રહ્માંડના નાયક પરબ્રહ્મ પરમાત્મા શ્રીસચ્ચિદાનંદ પ્રભુને વારવાર નમસ્કાર કરૂ છું.

આ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ તથા લયના હેતુરૂપ એક પરમાત્મા જ છે, તથાપિ એ પરમાત્માને યથાર્થરીતે જાણવા જ અશક્ય થઇ પડે છે

એ પતીતપાવન દીનોદ્ધારક પરમાત્માનો અંશ જે જીવમાત્રમાં પ્રતીત થાય છે, તેને કેટલાક જીવ કહે છે અને કોઇ આત્મા કહે છે ભલે ગમે તે નામે તેને ઓળખીએ તોપણ મૂળ વસ્તુરૂપે તો જે છે તેજ છે, એમાં કિંચિત્ પણ ફેર પડવાનો નથી. જે વસ્તુને જેવી છે તેવે રૂપે ન ઓળખી એમા દોષ અન્યનો નથી પણ પોતાનોજ છે આવી રીતે અત્યંત અભિન્નરૂપે રહેનાર ચિદંશને પ્રાણીઓ સમજી કે ઓળખી શકતા નથી એનુ કારણ માત્ર એ જ છે કે અત્યંત સમીપની વસ્તુ દરેક વ્યક્તિ જોઇ શકતી નથી. જેમકે આપણાં નેત્રો જગત્‌ના સર્વ પદાર્થોને જોવા શક્તિમાન થાય છે. પણ પોતાનુ મુખમંડળ જોવા અસમર્થ છે. તેનુ કારણ એજ છે કે નેત્ર અને મુખની અત્યંત સમીપતા છે, તેને લીધે નેત્રથી પોતાની પાસેનુ મુખ જોઇ શકાતુ નથી. તેવી જ રીતે અત્યંત સમીપ અથવા બીજીરીતે કહીએ તો જોનાર તથા જાણનારરૂપે તે એકજ હોવાથી એની ભિન્નપે પ્રતીતિ થઇ શકતી નથી

આમ ભિન્નરૂપે અથવા કોઇ વસ્તુરૂપે ન જાણવાથી કેટલાક તેને અમુકરૂપે માનવાનો અસ્વીકાર કરે છે આ શુદ્ધાંશને ન જાણવા દેનાર મહામાયા શક્તિ જ છે અને એ મહામાયા શક્તિથી ઉત્પન્ન એલા ત્રણ ગુણોની પ્રબળતાથી જીવો પરમાત્માને જોઈ જાણી શકતા નથી.

માયાથી ઉત્પન્ન થયેલા ત્રણ ગુણો જે સત્ત્વ, રજ, તથા તમ ગુણથી ઓળખાય છે, તેનુ અંતઃકરણમાં તથા જગત્‌માં ચાલતું સામ્રાજ્ય શાસ્ત્ર તથા અનુભવની ચોટ લાગ્યા વિના સમજાતુ નથી.

શાસ્ત્ર તથા વેદનો અભ્યાસ કરવાથી તેનું જ્ઞાન થાય છે ખરૂં,

પણ જ્યાં સુધી તેનાપ્રતિ પૂર્ણ શ્રદ્ધા અને અર્થ તાત્પર્ય જાણુવાની તીવ્રેચ્છા પ્રકટતી નથી ત્યાં સુધી માત્ર શાસ્ત્રપઠનથી અથવા વાક્યાર્થને જાણવાથી હૃદયમાં કોઈપણ રીતે ફાયદો થતો નથી.

ગુણોની પ્રધાનતાવાળું જગત્ એક નાટકરૂપે થઇ પડયું છે. જેમ નટલોકો તે તે વેષો ભજવતી વખતે પોતે તદ્રૂપ થઇ ગયા હોય એમ પ્રેક્ષકને ભાન કરાવે છે અને થોડીવાર સારૂ તેમને પોતાને પણ ભાન ભૂલી ગયા જેવુ થાય છે તેવી જ રીતે પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ત્રણે ગુણો સંસારરૂપી રંગભૂમીઉપર જીવોને નચાવ્યા કરે છે પણ આ બેમા ફેર માત્ર એટલો જ છે કે કૃત્રિમ નટલોકો પોતાના સ્વરૂપનુ અખંડ ભાન ભુલતા નથી એટલે તેને વર્ત્તમાન કાળમા પોતે જે કાર્ય કરે છે તે એક વેષધારી છે. એમ ભાન હોવાથી જોનારનુ ભાન ભુલાવવા ખાતર અથવા પ્રેક્ષકના ચિત્તને આકર્ષવા સારૂ પૂર્ણ હાવભાવથી વર્તે છે. પણ ક્ષણ પછી જ્યાં પડદો પડયો કે પોતે પૂર્વના રૂપમા જે પ્રથમ હતા તે જ છે એમ અનુભવે છે. પણ જગતના જીવોને માટે તેમ નથી. જગતના જીવો મહામાયા શક્તિના પ્રભાવથી પોતાના મૂળ સ્વરૂપનુ તદ્દન ભાન ભૂલી જાય છે એથી આ સંસારરૂપ રંગભૂમીપર પોતે જે જે વેષ લીધો છે તે સત્ય જ છે અને સ્થાયી જ છે, એમ માનવાથી તે તે જીવો તન્મય થઇને પ્રામ વ્યવહાર કરે છે તેથી જે ગુણોની પ્રધાનતા અંતઃકરણમા પ્રધાનપણે ઉદ્દભુત થએલી હોય તે ગુણોને આધીન થઈ સુખ, દુઃખ, હર્ષ, શોક, ક્ષમા, ક્રોધ, દયા, ક્રૂરતા, નિદ્રા, આળસ પ્રમાદ, છળ, પ્રપંચ આદિ અનેક પ્રકારના કાર્ય કરી તે તે કાર્યના કર્ત્તા ભોક્તા થઇ સુખ દુઃખરૂપ થઇ જાય છે.

જેમ નટ લોકો પોતે લીધેલા રાજાઆદિના વેષથી પોતાને ભિન્નજ માને છે અને વાસ્તવે છે પણ તેમ જ, તેમ જીવોએ પણ પોતાને ત્રણ ગુણના કાર્યથી ભિન્નજ માનવો જોઇએ. વાસ્તવે જોતા તો એ ભિન્નજ છે, તથાપિ ત્રણ ગુણોના પ્રાબલ્યથી પોતે પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપનુ ભાન ભુલી ગુણમય થઇ તે તે ગુણોના વિકારોને વશ થઈ જાય છે.

આ પ્રમાણે થવા ન પામે અને માયા તથા માયા પતિના કાર્યને ઓળખી તેનો અનુગ્રહ મેળવવાસારૂ પ્રયત્ન કેવે માર્ગે કરવો એને સારૂ શાસ્ત્રાભ્યાસની ખાસ આવશ્યકતા છે.

માયા જીવાત્માની અને જગતની સાથે ઓતપ્રોત થઈ રહેલી

છે. માયા એ કાંઇ એવી વસ્તુ નથી કે તેને જગતથી જુદી પાડીને બતાવી શકાય. તેમ તેને અમુકરૂપે નિદર્શન કરાવી શકાય.

પણ એ દૂરત્વયા માયાનું માત્ર આત્માનુભવી વ્યક્તિઓ જ પૃથક્કરણ કરી જાણે છે. અને તેવીજ વ્યક્તિઓ તેના પ્રતાપ કઈક અંશે જાણી શકે છે. તોપણ એ મહા દુસ્તર માયાનો અવરોધ સર્વ વ્યક્તિથી થઇ શકતો નથી.

માયા એ શબ્દમાત્રથી હૃદયને છળાવવાનુ નથી. માયા એ માત્ર દુ:ખ અર્પનાર નથી, પણ શાંત મનથી, શાસ્ત્ર પરાયણતાથી, તથા શુદ્ધ બુદ્ધિથી એનુ નિરિક્ષણ કરી અવળે માર્ગે દોરાતા બચવાનુ છે

માયા શબ્દના બે વિભાગ પડે છે. ૧ વિદ્યા ૨ અવિદ્યા વિદ્યા એ પણ માયા સંજ્ઞાથી ઓળખાય છે, અને અવિદ્યા પણ માયા શબ્દથીજ ઓળખાય છે. માટે માયાના અનુગ્રહમા પણ બે વિભાગ પડે છે. તો હવે માયા પણ કેવી ગ્રહેવી અને કેવી ન ગ્રહેવી તેનો આધાર જીવાત્માના પોતાનાપર રહેલો છે.

જે જીવો અવિદ્યા માયાના ઉપાસક થાય છે, તેને અવિદ્યાનો પ્રસાદ એટલે અનુગ્રહ મળે છે. જેમકે જેનુ મન સસારિક વિષયોમા જ મશગુલ થઈ રહ્યુ હોય, અતિ મોહ, આહાર, અતિ નિદ્રા, અતિ પ્રમાદ એવી રીતે હદઉપરાંત દરેક વિષયમા મર્યાદારહિત ભ્રમણ કરી રાત્ર દિવસ તેનુજ ચિતન કરતુ હોય, તેને પ્રાપ્ત કરવા અનુચિત ક્રિયાઓ કરતા પણ અચકાય નહિ, અને યોગ્યાયોગ્યનું ભાન ભુલી મહામોહમાં ગરક થઇ જે વ્યવહાર કરતા હોય, તેને અવિદ્યાના ઉપાસક જાણવા. એ ઉપાસનાની અવધિએ તેને તે તે પ્રકારનો ઇપ્સિતાર્થ પ્રાપ્ત થાય છે

હવે અવિદ્યા માયાના ઉપાસકોને કેવા પ્રકારના અનુગ્રહ થાય છે અને તેથી તેને શા શા લાભો થાય છે તેનો સહજ વિચાર કરીએ. અવિદ્યા માયાની પ્રસન્નતાથી જીવોને વિષય ભોગનાં સાધનો પ્રાપ્ત થાય છે, જેવાં કે લક્ષ્મી અને લક્ષ્મીથી લેવાતા સર્વ વિભવો ધન, છોકરાં, વાડી, ગાડી, વિગેરે એવા માયાવી વિભવો ઉપરા છાપરી તેને મળે છે કહેવત પ્રમાણે "જેમ જેમ અદકુ ખાતો જાય, અંગે અકલે હીણો થાય," જેમ વિભવોનુ વધારે ભોગાયતન તેમ તેમ પરમાર્થ વિષયમાં બુદ્ધિની સ્થૂળતા સમજી લેવી જો કે તેના વેપાર ઉદ્યોગમાં તેઓ અતિ કુશળ ગણાય છે આ ગરજીલુ જગત્ પણ તેની યથાસ્થિત કુશળતા વર્ણે છે, જનસમુદાય તો લીલા વ-

નના સુડાની માફક તેની આસપાસ ફરી ખુશામત કરી પોતાનો સ્વાર્થ સાધી લે છે, પછી ભલે તેઓ અન્યાય કરતા હોય, ભલે તેઓ હજારોને અન્ન વસ્ત્રવિનાના ભૂખે મરતા કરતા હોય, ભલે તેઓ અનાથોનો માલ પચાવી મોજ મારતા હોય, પણ અવિદ્યા દેવીની પ્રસન્નતા જેમને મળી છે તેમને કાર્ય કરવામાં સારાસાર બુદ્ધિ વાપરવાની હોય નહિ. આ પ્રવૃત્તિ આસુરી સંપત્તિની સામગ્રી અવિદ્યા દેવીની પ્રસાદીરૂપ છે.

વિદ્યામાયાની પ્રસાદી દૈવી સંપત્તિરૂપ છે જે પ્રાણીએ દૈવી સપત્તિ પ્રાપ્ત કરી હોય છે, તે તેના ગુણો ધારણ કરી શકે છે. તે વિદ્યામાયાના અનુગ્રહવાળા જાણવાના છે.

પારકાના દુખે દુખી થનાર, પ્રાણીમાત્રને પોતાના બરોબર ગણનાર, સદા ન્યાયથી વ્યવહાર કરનાર, સત્યવ્રતધારી પરોપકારપરાયણ, નિસ્પૃહી, યથા પ્રાપ્તમા સતોષી, ક્ષમાશીલ, દયાશીલ, પુણ્યશીલ, એવા એવા અનેક સદ્ગુણધારી મનુષ્યો વિદ્યામાયાના અનુગ્રહવાળા છે એમ સમજવાનુ છે

માયાના અનુગ્રહથી પ્રાણીને સર્વોત્તમ સુખ મળતુ નથી. કારણકે માયા એ જ વિનાશી છે તો પછી તેનાથી પ્રાપ્ત થતુ સુખ વિનશી હોય એમા આશ્ચર્ય નથી વિનાશી સુખ ચિરકાળ રહેતુ નથી તેથી પ્રાણીમાત્ર તેનાથી દુખનો અનુભવ કરે છે.

માયા એ મૂળ પ્રકૃતિજ છે ને પ્રકૃતિ ત્રિગુણની જનેતા છે તેથી તેના નાનાવિધ કાર્યો નજરે પડતા જીવાત્માની વૃત્તિ સ્થિર રહી શકતી નથી અતર બહાર એટલે પિડે તથા બ્રહ્માડે એકજ જાતની વ્યવસ્થા હોવાથી ક્ષણે ક્ષણે ભિન્ન ભિન્ન ચેષ્ટાને જોનાર તથા અનુભવનાર જીવ પરવશ થઇ કાર્ય કરે છે માયાના અનુગ્રહથી માયાવી પદાર્થ પ્રાપ્ત થાય છે અને માયાવી પદાર્થોથી ક્ષણિક સુખને ક્ષણિક દુઃખ એમ ઉભયનો અનુભવ થાય છે. માયામિલિત વસ્તુનો આનંદ અલ્પ છે, અસ્થિર છે, ચ્યુત છે, વિનાશી છે, પરિણામી છે, સશયવાળો છે, માટેજ માયાના અનુગ્રહને વિવેકી પ્રાણી ઈચ્છતા નથી. મહા મહેનતે જે મેળવીએ અને તેનાથી નિત્ય સુખ તથા નિત્યાનદ મળે નહિ તે માયાથી આપણા શ્રમની સાર્થકતા શું ગણવાની છે. થોડો કાલ સુખ આપી નાશ પામે તે પ્રાપ્તવ્ય ગણાતું નથી. તેથી માયાનો અનુગ્રહ મેળવવા કરતાં માયાપતિનો અનુગ્રહ

મેળવવો વધારે શ્રેયસ્કર છે અને વિવેકી સજ્જનો તેને મેળવવા જ મહાન્ પ્રયત્ન સેવે છે.

માયાપતિનો અનુગ્રહ સહસા થતો નથી, એમ શાસ્ત્રદૃષ્ટિથી કહી શકાય છે

માયાપતિ એ જ પરમાત્મા છે અને એ પરમાત્માનો અનુગ્રહ કેવી રીતે મળે તે વિષે સહજ વિચારીએ

જે પરમાત્મા જોવામાં કે જાણવામા આવતા નથી, જે કોઈ શબ્દવડે ચિધાતા નથી, જે નેત્રાદિ કોઈ પણ ઇંદ્રિયનો વિષય નથી, જેને મનાદિ કોઇ પણ પહોંચી શકતું નથી, જેને નિગમાગમ નેતિ નેતિથી પ્રબોધે છે એવા પરમાત્મા વા માયાપતિનો અનુગ્રહ મેળવવો એ સહસા સાધ્ય થાય એવુ કાર્ય નથીજ, તોપણ એ માયાપતિ જીવાત્માથી ઓળખાય છે અને તેનો અનુગ્રહ પણ મેળવી શકાય છે એ નિસશય છે

હવે માયાપતિનો અનુગ્રહ કેવી રીતે અને કયા સાધનથી મળે તેનો વિચાર કરીએ

જે વ્યક્તિની પ્રીતિ માયાવી પદાર્થોપરથી ઉઠી છે અને પરમાત્માની પ્રીતિ મળવવા જે વૃત્તિઓ ઉત્સાહી થઇ છે, તે પ્રાણી પ્રભુનો અનુગ્રહ મેળવવાને યોગ્ય ગણાય છે. જેમ એક મ્યાનમા બે તરવાર સમાતી નથી, તેમ એક અંતઃકરણમા માયા અને માયાપતિ બે રહેતા નથી એ બને જો કે અભિન્નજ છે, અથવા એક રીતે ગણીએ તો એકજ છે તથાપિ સ્વભાવસિદ્ધ ઉભય અત્યત ભિન્ન છે. ઉભયના કાર્ય તદન નિરાળા છે. ઉભયના સ્વભાવમા તદન વિરૂદ્ધતા છે. પરસ્પરના અભાવથી પ્રતીતિમા આવનારા છે એમ અન્યોન્ય વિચિત્રતાને યોગે ઉભયનો અનુગ્રહ પ્રાપ્ત કરવામાં પ્રાણીએ ભિન્ન ભિન્ન સ્વભાવ રાખી તદનુસાર વર્તન કરવાનુ છે. માયાનો અનુગ્રહ અલ્પ સાધનથી મેળવી શકાય છે. બાહ્ય પ્રવૃત્તિ, કાર્ય કરવામા ચપલપણુ, અત્યત આસક્તિ, વિષયપ્રતિ અપૂર્વ પ્રેમ, એવા એવાં કાર્ય કરતા માયાનો અનુગ્રહ મળી જાય છે, પણ માયાપતિનો અનુગ્રહ મેળવવા સારુ એથી તદન વિરૂદ્ધ વર્તન કરવાનું છે. જ્યા રાગ રાખતા હોઇએ ત્યાં વિરાગ રાખવાનો છે. જ્યાં પ્રવૃત્તિ સેવીએ ત્યા નિવૃત્તિ સેવવાની છે. જેથી સુખ માનતા હોઇએ તેથી દુઃખ સમજવાનુ છે. એમ ઉલટાપણામા પલટાઇને રહેતા દરેક કાર્યમા નિસ્પૃહ બની જેમાં તેમાં માયાપતિનુ દર્શન કરી તેનું સ્મરણ કરી અંતરને નિર્લેપ રાખવાનું છે. શ્રી ભગવાન્ પણ કહે છે કે—

**अनन्यचेता सततं, यो मां स्मरति नित्यशः ।**
**तस्याहं सुलभः पार्थ, नित्य युक्तस्य योगिनः ।।**

અર્થ—જે બીજી કોઇ પણ વસ્તુમા આસક્તિ નહિ રાખનારા થઈ નિરતર જીવનપર્યંત મારૂ સ્મરણ કરે છે, હે પાર્થ ! તે નિત્ય સમાહિત ચિત્તવાળાને હું સુલભ છુ.

પ્રભુ પ્રેમથી ભક્તિ કરનારને હમેશાં પ્રસન્ન થાયજ છે માટે માયાપતિની કૃપા મેળવવા સારૂ હમેશાં તેમને જે કાર્ય તથા ગુણો પ્રિય હોય તે કાર્યો તથા ગુણોને ધારણ કરવા સાવધાન રહેવુ જોઈએ.

પોતાનુ તથા પરનુ હિત સાધવુ એ મનુષ્યની પ્રથમ ફરજ ગણાયલી છે જે મનુષ્યો હિતકર વાતો સમજતા નથી તેની ગણના સજ્જન પુરુષોમાં થતી નથી જે સદ્‌ગુણને ધારણ કરનાર તે સજ્જન, અને જે સજ્જન તે પ્રભુના અનુગ્રહનુ પાત્ર આમ ઉત્તરોત્તર ક્રમે ક્રમે ચઢતા પ્રભુનો અનુગ્રહ અનાયાસે પ્રાપ્ત થાય છે.

જ્યાં લગી વિષયી પદાર્થમા પરમ પ્રીતિ રહે છે, ત્યા લગી કોટી કલ્પે પણ માયાપતિનો અનુગ્રહ થવાનો નથી.

આ દુનિયાના ક્ષણિક સુખને આપનાર પ્રાણીપદાર્થમાં અત્યત આસક્તિ એ માયાનો મહિમા છે જ્યા સુધી એ માયાવી પદાર્થપર વિરાગ થયો નથી અને વિનાશી પ્રાણી પદાર્થો જાણ્યા છતાં તે મેળવવા વૃત્તિ આતુર રહે છે. એવાં બહારના મોહક પદાર્થ થીજ સતોષ માનનારૂ હૃદય માયાના અનુગ્રહવાળુ મનાય છે.

જગત્‌મા માયાનો અનુગ્રહ પણ સહસા મેળવી શકાતો નથી તો માયાપતિના અનુગ્રહની તો વાતજ શી કરવી. એમાં અનેક પુણ્ય કર્મની સામગ્રીની જરૂર છે. તેમજ તેને સારૂ હૃદયને વજ્રવત્ રાખી જગત્‌મા તથા હૃદયમા આવી પડતી અનેક વિટંબણાઓને ધૈર્ય બલથી સહન કરી હૃદયને નિર્લેપ રાખવા શક્તિમાન્ થવાનુ છે.

માયાપતિનો દિવ્ય અનુગ્રહ જેને થાય છે તેને અહર્નિશ આનંદજ જણાય છે. શોકાદિ દુષ્ટ પિશાચો તેની સમીપ કદાપિ આવી શકતા નથી.

જગતમાં જન્મ ધરી કર્તવ્યનિષ્ટ થવું એમાં સર્વ વાતનો સમાસ થાય છે ચાર દિવસના માયિક પદાર્થોથી મોહ પામી કર્ત્તવ્યને કોરે મુકી સંસારાસક્ત થવુ એ અયોગ્ય અને અઘટિત ગણાય છે સુખેચ્છક પ્રાણીએ ચાર દ્હાડાનાં ચાદરણાંમાં મોહ પામી રોજનો પ્રકાશ આપનાર દીપને કાઢી નાંખવો નહિ પણ જે સ્થાયી સુખદાતા હોય તેનેજ પ્રથમ પંક્તિએ રાખવું જોઇએ.

આ લોક અને પરલોકમાં સુખદાતા પરમાત્મા છે તેથી પરમાત્માનો અનુગ્રહ મેળવવા સદા સાવધાનતાથી પ્રયાસ કરવો જોઇએ ગલફૂત એ દુઃખદાતા છે અને સાવધાનતા સુખદાતા છે. આપણામા લગ્ન સમયે પણ (સાવધાન) સાવધાનનો ઉચ્ચાર થાય છે તેથી સ્પષ્ટ ચેતવણી મળે છે કે આ જે કાર્ય કરવા બેઠા છો તેમા અત્યંત સાવધાનતાની જરૂર છે જો વ્યવહાર કુશળતાથી ખેડવાની શક્તિ હોય તો જ આ લગ્નનુ કાર્ય કરવાનુ છે. પણ તે ગુહ્યાર્થને એક બાજુએ મુકી એ તો કરવુ તે કરવુજ એમ સમજી આખુ જગત્ ચાલી રહ્યુ છે.

દરેક કાર્ય સાવધાનતા વિના સારીરીતે થઈ શકતું નથી. માયાનો અનુગ્રહ પણ સાવધાનતા વિના મેળવાતો નથી. તો મહેશ્વરનો અનુગ્રહ જેટલો દુર્લભ તેટલી તેમાં વિશેષ સાવધાનતા હોવાની આવશ્યકતા રહેલી છે.

સદ્‌ગુણને સાધી વિષયાકાર વૃત્તિને ઇષ્ટાકાર કરી જેમ બને તેમ પ્રભુ પ્રીતિ કેવી રીતે મળે એ જ ચિંતન, એ જ મનન, અને એ જ વર્ત્તન કરી વ્યવહાર પરમાર્થની ક્રિયાઓ કરવામા આવે તો આ જગતમા માયાની અને માયાપતિ ઉભયનો અનુગ્રહ મેળવવા ભાગ્યશાળી થવાય છે આ જ વાસ્તવિક પુરૂષાર્થ, આ જ વાસ્તવિક કલ્યાણ, એ જ મોક્ષપદ છે.

હે પરમોદ્ધારક નૃહરિપિતા ! આપના અંશભૂત આ જીવોને આંપનો દિવ્ય અનુગ્રહ મેળવવા ભાગ્યશાળી બનાવો એ અંતિમ અભ્યર્થના સહ અનવધિ પ્રણામો કરી વિરમુ છું.

बाजीगौरीबहेन.

# आपणुं जीवनतंतुयंत्र अने तेनी केळवणी.

( અનુસધાન સદુપદેશ ૩૧ ના પૃ૪ ૩૪ થી )

## કુમળી ડાળી અને મધ્યમ અવસ્થા.

આપણા જીવનતતુઓ સબધી જાણુવા યોગ્ય મહત્ત્વનું એક સત્ય એ છે કે તેમનો વિકાસ મનુષ્યની અવસ્થાને આધીન હોયછે. કુમળી ડાળને આપણે વાળીએ તેમ તે વળી શકે છે, પરતુ પાકી કોઠીએ કાઠો ચઢી શકતો નથી. यन्नवे भाजने लग्न सस्कारो नान्यथा भवेत् નવા વાસણઉપર મારેલી છાપ ભૂસાતી નથી એમ સરલ રીતે કહી हितोपदेश આ ગભીર સિદ્ધાન્તનો બોધ કરે છે દિવસનો ઉત્તમ સમય જેમ પ્રાત કાલ છે તેમ આયુષ્યનો ઉત્તમ વિભાગ પૂર્વાવસ્થા છે પૂર્વાવસ્થામા જો વિદ્યાકલા સપાદન કરવાનો આરભ ન થયો તોપછી ઉત્તરાવસ્થા નિરાતે પશ્ચાત્તાપ કરવામાટે "રીઝર્વ્ડ" થયલી સમજવી, અને પૂર્વાવસ્થામા જો વિદ્યાકલાના બીજ વવાયા તો ઉત્તરાવસ્થા કાપણીના ઉત્સવથી મલકાતી શરદ્ઋતુ જેવી ઉપભોગ્ય થઇ પડશે વ્યવહારમા જ આ સિદ્ધાત લાગુ પડે છે એમ નથી પરમાર્થમાં પણુ તે પ્રવર્તે છે પોતાના દૈત્ય મિત્રોને ઉપદેશ કરતાં ભક્તમણિ મહાત્મા પ્રહ્લાદ આરભમા જ કહે છે કે कौमार आचरेत् प्राज्ञो धर्मान्भागवतानिह પરમેશ્વર સબંધી જે કર્તવ્ય છે તેનો આરભ ડાહ્યા માણુસે કુમારાવસ્થામા કરવો ઘણા માણુસો એમ સમજે છે અને બીજાને ઠસાવવાનો યત્ન કરે છે કે ઇશ્વર ભજનમાટે વૃદ્ધાવસ્થાનુ જ નિર્માણુ થઇ ચૂકયુ છે મહાત્મા પ્રહ્લાદ એવા ભ્રાતિવશ મનુષ્યોને આબાદ રદિયો આપે છે પ્રથમ તો વૃદ્ધાવસ્થા આવશે કે નહિ એ સશયગ્રસ્ત છે. પ્રસિદ્ધ ઇગ્રેજી કવિ કહે છે તેમ In the midst of life we are in death અર્થાત્ જીવનની જાહોજલાલી આપણે ભોગવતા હોઇએ છતાં આપણે માથે મોત ઝઝુમી રહેલુ છે રેતીની ઇમારતનો, કમળપત્રઉપર રહેલા જળબિદુનો, સમુદ્રના તરગોનો, અને સાય કાળના રંગોનો જો વિશ્વાસ થઇ શકે તો જીવનની સ્થિરતા વિષે શ્રદ્ધા સ્થાપી શકાય. આમ હોવાથી ‘ કદાચ વૃદ્ધાવસ્થા સુધી પહોંચવાને હું શક્તિમાન્ ન પણુ થાઉ ’ એમ વિચારી મનુષ્યે સારાસાર દષ્ટિના

ઉદયને દેવસમાન ગણી તેને વધાવી લેવો જોઇએ, તેની આરતિ ઉતારવી જોઇએ, તેના ચરણમાં પ્રણિપાત કરવા જોઇએ, અને પરમેશ્વર સાથે પોતાના સબંધનો આરંભ કરવો જોઇએ બીજું ધારો કે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ તોપણ સંસારના સંસ્કારોના ભારથી દબાઈ ગયલું અંતઃકરણ તે અવસ્થામા ભગવદ્‌ભક્તિ કરવા જેવી સ્થિતિ સ્થાપકતાવાળુ રહેશે કે નહિ એ પણ સંદેહાત્મક છે પૂર્વાવસ્થામાં જનોઇને માત્ર કુચી બંધવાની દોરીરૂપે વાપરનાર કેટલા બ્રાહ્મણો વૃદ્ધાવસ્થામા સંધ્યાવંદન શ્રદ્ધાથી કરતા જોવામા આવે છે ? દેવ દર્શને જવાના પૂર્વાવસ્થામા જેમણે સોગન ખાધા હોય એવા કેટલા પુરૂષો વૃદ્ધાવસ્થામા દેવાલયોના દ્વારની અંદરથી પસાર થતા જોવામા આવે છે ? રામનામના ભજનની એક પણ લીટી પૂર્વાવસ્થામા જેમને ન આવડી હોય એવા કેટલા મનુષ્યો વૃદ્ધાવસ્થામા ભજન લલકારતા અથવા ભજન સાભળી ડોલતા જોવામા આવે છે ? પૂર્વાવસ્થાના સંસ્કાર વિનાના દેહીએ ઉત્તરાવસ્થામા ભક્ત બની જવાની આશા રાખવી એ ધુમાડાના બાચકા ભરવા સરખુ છે બેશક દુઃખના સપાટાથી કેટલાક અંતઃકરણ વૃદ્ધાવસ્થામા ઇશ્વરાભિમુખ થતા જોવામા આવે છે, પરતુ કઠોરતાને પલાળી નાખે એવી અભિમુખતા ક્વચિત્ જ નજરે પડે છે.

આશ્રમેની વ્યવસ્થા કરી આપણા શાસ્ત્રકારોએ આ સત્યની ઉંડી કદર સિદ્ધ કરી આપી છે જીવનતંતુયંત્ર વિદ્યાનો ભાર ઝીલવા સમર્થ થાય છે કે તરત બ્રહ્મચર્યાશ્રમનો આરંભ થાય છે. એ બ્રહ્મચર્ય ૧૨ વર્ષથી માંડીને જીવનપર્યંતનુ હોય છે આપણે તેનું મધ્યમ પરિમાણ એટલે ૨૪ વર્ષ લઇશુ આઠ વર્ષે ઉપનયન સસ્કાર અને તે પછી ચોવીશ વર્ષનુ બ્રહ્મચર્ય, એટલે સતત નિયમિત સગીન વિદ્યાભ્યાસ,—એ રીતે દ્વિજની અવસ્થા ૩૨ વર્ષની થવા જાય છે. આ અવસ્થા પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોના શોધને બરાબર બંધ બેસતી આવે છે. તેઓ કહે છે કે તેત્રીશ વર્ષની ઉમરે બહુ કરીને જીવનતંતુ યંત્રની સ્થિતિસ્થાપકતાનો અવધિ આવી રહે છે અને જડતાનો આરંભ થાય છે. તદ્દન નવીન વિદ્યા કે કલાના સસ્કાર ત્યારપછી પડી શકતા નથી અથવા તો પાડવા અતિ કઠિન થઇ પડે છે. આનાં અનેક ઉદાહરણ પ્રત્યેક મનુષ્ય પોતપોતાના અનુભવથી અને અવલોકનથી આપી શકશે. વિષયના સ્પષ્ટીકરણ માટે અહિં થોડાં ઘણાં આપવામાં આવે છે.

મારી અને મારી ધર્મપત્નીની જન્મભૂમિ સુરત છે અમે કાઠિયાવાડ આવ્યાં ત્યારે મારી ઉમર ૨૭ વર્ષની અને મારી પત્નીની ઉમર ૧૮ વર્ષની હતી, અર્થાત્ મારૂં જીવનતંતુયંત્ર પરિપકવ હતુ અને મારી પત્નીનુ અર્ધપકવ હતું આ કારણથી મારી બોલી આજ મારી ૪૦ વર્ષની વયે તદ્દન સુરતી છે ત્યારે મારી પત્નીની બોલીમાં થોડુ ક કાઠિયાવાડી તત્ત્વ દાખલ થયલુ છે. મારી મોટી પુત્રી નવ વર્ષની અને નાની પુત્રી ત્રણ વર્ષની છે એ બનેની બોલી મોટે ભાગે કાઠિયાવાડી છે, કારણકે માતાપિતાના ઉચ્ચાર ઉપરાત એમના કાનમા સેકડો કાઠિયાવાડી મનુષ્યોના ઉચ્ચાર દાખલ થાય છે મારી પુત્રીઓની બોલીમાનુ કાઠિયાવાડી તત્ત્વ આગળઉપર સુરતી બોલીના વિશેષ પરિચયને લીધે ઘસાશે ખરુ, પરતુ નિર્મૂળ થશે નહિ વિદ્વાનો પણ આ નિયમના અપવાદરૂપ નથી. આ સબધમા રા રા. મનમુખરામ કૃષ્ણમુખરામ મહેતા समालोचक ના ગોવર્ધન સ્મારક અકમા તે વિદ્વાનના જીવનનો એક રમુજી પ્રસગ પૂરો પાડે છે ચરોત્તરી ઢબ મુજબ એ સાક્ષર ઈંગ્રેજી land શબ્દનો ઉચ્ચાર ‘ લૅન્ડ ’ ને બદલે ‘ લેન્ડ ’ જેવો કરતા હતા. એક સમયે મુબઈની હાઇ કોર્ટના ઈંગ્રેજ ન્યાયાધીશે એ અશુદ્ધિ તરફ એમનુ લક્ષ દોરતા કહ્યુ “ મિ ગોવર્ધનરામ, એ શબ્દનો ઉચ્ચાર ‘લેન્ડ’ નથી પણ ‘ લૅન્ડ ’ છે. ” એ સાક્ષરે પ્રત્યુત્તર આપ્યુ “ સત્ય છે. નામદાર, હુ પણ ‘લેન્ડ’ જ કહું છુ ” અર્થાત્ કુમારાવસ્થાથી ઠસી ગયલા અશુદ્ધ ઉચ્ચારથી એ વિદ્વાન્ મુક્ત થઇ શકયા નહિ અને પ્રેક્ષકોને હસવાનુ મળ્યુ તે પ્રમાણે masculine અને feminine એ ઇંગ્રેજી શબ્દોમા જે line છે તેનો ઉચ્ચાર ‘ નાઇન ’ નહિ પણ ‘ નિન ’ થાય છે, અને nine છે તેનો ઉચ્ચાર ‘ લાઇન ’ નહિ પણ ‘ લિન ’ છે, પરતુ લાબા વખતના અભ્યાસને લીધે હજારો મનુષ્યો ‘ મૅસ્કયુલાઇન ’ અને ‘ ફેમિનાઇન ’ એવા અશુદ્ધ ઉચ્ચારો કર્યા જાય છે. એવા ખોટા ઉચ્ચાર કરનાર અનેક બુદ્ધિશાળી પુરુષોનુ લક્ષ મે અનેકવાર શુદ્ધ ઉચ્ચાર તરફ દોર્યું છે, છતાં તેઓ આજસુધી અશુદ્ધ ઉચ્ચાર કરતા રહ્યા છે એટલુ જ નહિ પણ કરાવતા રહ્યા છે. આથી સિદ્ધ થાય છે કે મોટીવયે જીવન તતુઓનો જડીભાવ થતાં નવો ચીલો પાડવાનુ અતિ કઠિન થઇ પડે છે.

પરંતુ પૂર્વાવસ્થાથી જો જીવનતંતુ યંત્રને યોગ્ય રીતે કેળવવાનો પ્રયત્ન કરવામાં આવે તો તેથી ભવ્ય પરિણામ પ્રકટવાનો સંભવ

રહે છે. સોળ વિદ્યા અને ચોસઠ કલા સિદ્ધ કરવાની માંગલિક ઋતુ પૂર્વાવસ્થા છે. એ અવસ્થાનો સદુપયોગ જો કરવામાં આવે તો મનુષ્ય સમર્થ વૈયાકરણ. સમર્થ નૈયાયિક, સમર્થ વક્તા અનેક ઇતર ભાષાઓમાં વિશારદ, ઇતિહાસનિપુણ અને સગીત, ચિત્ર, શિલ્પાદિ અનેક કલાઓમાં પ્રવીણ બની શકે, અને જો દુરુપયોગ કરવામાં આવે તો મનુષ્ય જીવનપર્યંત વિદ્યાકલામાં દરિદ્ર રહેશે. મે પોતે પૂર્વાવસ્થામાં ગુજરાતી. સસ્કૃત અને ઇંગ્રેજી એ શિવાય કોઇપણ ભાષાઉપર લક્ષ આપ્યુ ન હતું. આ કારણથી અનેક વર્ષ વડોદરામા રહ્યા છતાં હું આજે પાચ વાકય પણ મરાઠી બોલી શકતો નથો. હિંદીભાષા બોલવાના મારે અનેક પ્રસગ આવે છે પરંતુ હું એકી સાથે દશ મિનિટ પણ હિદી બોલી શકતો નથી બે ચાર મિનિટ થાય છે કે તરત હિંદીમાં મારો ગુજરાતી પ્રવાહ દાખલ થઈ જાય છે અને મારી મિશ્ર બોલી સાભળનારને તેમ જ મને પોતાને હાસ્ય ઉપજાવ્યાવિના રહેતી નથી.

આથી એમ સમજવાનુ નથી કે ૩૨ કે ૩૩ વર્ષ પછી કોઇ પણ પુરુષના જ્ઞાનમા વધારો થઇ શકનો નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે એ અવસ્થાપછી જ્ઞાનની મુખ્ય દશામા ફેરફાર કરવો એ અતિશય મુશ્કેલીની બાબત છે. પૂર્વાવસ્થામાં જો મનુષ્યને પોતાની માતૃભાષા ગુજરાતી ઉપરાંત મરાઠીનુ જ્ઞાન હશે તો ૩૨–૩૩ વર્ષ પછી પણ તે હિદી અને બંગાળીમા પ્રવીણ થઇ શકશે, કારણ કે એ ભાષાઓનો અભ્યાસ એક પ્રકારે મરાઠી ભાષાના અભ્યાસના અનુસધાનરૂપ છે. પરતુ ગુજરાતી ઉપરાંત એકે દેશી ભાષા પૂર્વાવસ્થામાં જો તેણે સિદ્ધ નહિ કરી હશે તો આગળ ઉપર એ દિશામાં એનો પ્રયત્ન સફળ થવાનો સંભવ ઓછો છે. તે પ્રમાણે પૂર્વાવસ્થામાં જો મનુષ્યે ઇંગ્લંડનો ઇતિહાસ પાકો કર્યો હશે તો આગળ ઉપર ગ્રીસ અને રોમના ઇતિહાસમાં તે નિપુણતા ન મેળવી શકે એવુ કઇ નથી, કારણ કે અહિ પણ મુખ્ય દિશા સરખી છે, માત્ર વિષયનો ભેદ છે. પરતુ પૂર્વાવસ્થામા જો ઇતિહાસનો છાંટો તેના મગજમાં નહિ હશે તો આગળ ઉપર એ વિષય સિદ્ધ કરતા એને પારાવાર ક્લેશ થઈ પડશે. ગણિત, ભૂગોળ, સગીત, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન વિગેરે સબંધી પણ એ જ રીતે સમજવું

## શ્રદ્ધા અને વીર્ય.

જ્ઞાનતંતુ તેમ જ ક્રિયાતતુના વ્યાપારસબધી બીજું સત્ય એ છે કે શ્રદ્ધા અથવા વિશ્વાસ રાખવાથી તેમની પ્રવૃત્તિમા વિશેષ સામર્થ્ય આવે છે અને પરિણામ વિશેષ ચોકસ આવે છે આ સંબંધમાં

વેદવચન છે કે यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति જે ક્રિયા મનુષ્ય વિદ્યાથી એટલે સમજીને, શ્રદ્ધાથી એટલે પોતામા તથા બીજામા વિશ્વાસપૂર્વક, અને ઉપનિષદ્‌થી એટલે રહસ્ય જ્ઞાનપૂર્વક કરે છે, તે જ ક્રિયા વિશેષ વીર્યવાળી એટલે વિશેષ ભવ્ય ફલ ઉપજાવનારી થાય છે. એથી ઉલટી આપણામા કહેવત છે કે "રડતો જાય તે મુઆની ખબર લાવે," અર્થાત્ જીવનતંતુયંત્રની શિથિલતા એટલે અશ્રદ્ધામય નિર્બલ સ્થિતિ અમંગળ પરિણામને ઉપજાવનારી થાય છે અહિં શ્રદ્ધાની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે શ્રદ્ધા એ ચેતન છે શ્રદ્ધા અમૃત છે, શ્રદ્ધા અકસીર જડી બુટ્ટી છે, શ્રદ્ધા કલ્પલતા છે, શ્રદ્ધા અંતઃકરણની એક અલૌકિક સંપત્તિ છે, શ્રદ્ધા વૈભવ છે, શ્રદ્ધા સામર્થ્ય છે, શ્રદ્ધા સ્વાશ્રયની પ્રાણેશ્વરી છે શ્રદ્ધા સિદ્ધિની પરમપ્રિય જ્યેષ્ઠ ભગિની છે, શ્રદ્ધા વિજયરૂપ સૂર્યોદયની અમોઘ આશા આપનાર ઉષા છે, શ્રદ્ધા મુક્તિની માતા છે ગીતામા યથાર્થ જ કહ્યુ છે કે यो यच्छ्रद्ध स एव स જેવી જેની શ્રદ્ધા તેવો જ તે છે શ્રદ્ધાનો આ દૈવી સિદ્ધાન્ત આપણને બોધ કરે છે કે–કોઇ પણ કાર્ય કરતા પહેલા અંતઃકરણમા વિશ્વાસ રાખો કે હું આ કાર્ય કરી શકીશ. એ વિશ્વાસથી તમારુ જીવન તંતુયંત્ર તંગ સ્થિતિમા મુકાશે અને ધમધોકાર ચાલવા માડશે, તમે કસરત કરો ત્યારે એવી ભાવના કરજો કે મારા સ્નાયુઓ જોરાવર થાય છે અને તેમનું સામર્થ્ય વધશે, તમે વકીલ હો તો એવી શ્રદ્ધા રાખજો કે હું મારા અસીલનો કેસ જીતી શકીશ, અને કેસ જીતાય કે ન જીતાય તો પણ તમારુ વકતૃત્વ વિશેષ અસરકારક થઈ પડશે, તમે ડાકટર હો તો તેવી શ્રદ્ધા રાખજો કે મારા દરદીનો રોગ હુ મટાડી શકીશ અને રોગ મટે અથવા ન મટે તોપણ તમારો દરદી તમને દેવદૂતસમાન લેખશે અને તમારા દર્શનમાત્રથી તેનામાં નવુ ચેતન રેડાશે. કેળવણીના ક્ષેત્રમા આ સિદ્ધાંત આપણને ઉચ્ચ સ્વરથી ઉપદેશ કરે છે કે–તમે જો શિક્ષક હો તો એવી શ્રદ્ધા રાખો કે મારા શિષ્યો મીણરૂપ છે અને મારી ધારેલી છાપ તેમના ઉપર હુ પાડી શકીશ અને તમારા શિષ્યો મીણરૂપ હોય અથવા ન હોય તોપણ તમારા પ્રભાવશાલી શિક્ષણથી તેમની ઉન્નતિ થયાવિના રહેશે નહિ; તમે શિષ્ય હો તો એવી શ્રદ્ધા રાખજો કે મારા ગુરુ જ્ઞાનના ભંડાર છે અને દેવસમાન છે અને તમારા ગુરુ તેવા હોય કે ન હોય તોપણ તમારી ઉંચા પ્રકારની અભિમુખતાથી તમારા જ્ઞાનમા વૃદ્ધિ થયા વિના રહેશે નહિ सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु । मा विद्विषावहै । અમે સાથે સામર્થ્યને ઉત્પન્ન કરીએ, અમારુ અધ્યયન તેજસ્વી હો, અમે પરસ્પર દ્વેષ મા કરીએ–એ આનુ જ

નામ છે. કેળવણીના વિષયમાં આ પ્રમાણે શ્રદ્ધા ગુરુશિષ્યના અંતઃકરણના ગુપ્ત ભંડાર ખોલનાર દૈવી કુંચી છે.

## તાલીમ.

યોગ્ય તાલીમથી જીવનતંતુયંત્ર સમર્થ અને સુદક્ષ બને છે. અહિં કેટલાક એવી શંકા કરે છે કે મગજનાં કેન્દ્રોની સંખ્યા જન્મસમયે નિર્ણીત થયલી હોય છે અને તેમાં કોઈ પણ ઉપાયથી આગળ ઉપર વધારો થઈ શકતો નથી, અને તેથી તાલીમ નિરર્થક છે. આમ કહેવું યોગ્ય નથી. તાલીમ સાર્થક જ છે. કેન્દ્રોની સંખ્યા ભલે જન્મસમયે નિર્ણીત હોય, એ સંખ્યામાં વધારો કરવાની ખાસ જરૂર નથી. દોડવાની કસરત કરવાથી માણસના પગ ત્રણ ચાર થઈ જતા નથી. પગ તો બેને બે રહે છે પરંતુ તેમની તાકાદ વધે છે. વળી વકતૃત્વનો અભ્યાસ મહાપ્રયાસે ડીમૉસ્થીનીઝે કર્યો તેથી તેના દશવિશ મો થઇ ગયા ન હતાં પરંતુ એક જ મોં વિશેષ સામર્થ્યવાળું થયું તે જ પ્રમાણે મગજના કેન્દ્રોની સંખ્યા સમાન રહેવા છતાં તાલીમથી તેમની કાર્યશક્તિમાં વધારો થઇ શકે છે. એટલું જ નહિ પણ મનુષ્યના મગજમાં એકથી બે અબજ જે કેન્દ્રો રહેલા છે તે પ્રત્યેક કોઇ પણ પુરુષનાં વિકસિત થયાં હોય એમ માનવાને કારણ નથી, આથી પણ તાલીમને અવકાશ છે. તાલીમથી સુતેલાં કેન્દ્રો જાગ્રત્ થાય છે, કાર્ય કરવા મંડી જાય છે, અને એથી પણ વિકાસની વૃદ્ધિ થાય છે न प्रयत्नशतेनापि शुकवत्पाठ्यते बक. સેંકડો પ્રયત્ન કર્યા છતાં બગલો પોપટની પેઠે ભણાવી શકાતો નથી, તેમજ સેંકડો પ્રયત્ન કર્યા છતાં પોપટ મનુષ્યની પેઠે ભણાવી શકાતો નથી એ સત્ય છે. પરંતુ તેથી તાલીમની નિષ્ફળતા સિદ્ધ થતી નથી આપણો અનુભવ સાક્ષી પૂરે છે કે પઢાવેલો પોપટ નહિ પઢાવેલા પોપટકરતા ચઢિયાતો છે, અને પાળેલો કુતરો જંગલી કુતરાકરતાં વિશેષ સંસ્કારી હોય છે. તે પ્રમાણે કેળવાયલો મનુષ્ય જો કે એકદમ દેવરૂપ ન બની જાય તોપણ ન કેળવાયલા મનુષ્યકરતા શ્રેષ્ઠ છે. અત્યંત કાળજીથી પોતાના શિષ્યોને શિખવનાર એક શિક્ષકને કોઇએ કહ્યું " તમે આટલી બધી મહેનત શામાટે કરો છો ? તમારા ચેલાના કરમમાં તો લાકડાં ફાડવાનું અને પાણી કાઢવાનું છે !" શિક્ષકે જવાબ દીધોઃ "તન દઇ હું એમને શિક્ષણ ન આપું તો મને શંકા રહે છે કે એઓ લાકડા બરાબર ફાડશે નહિ અને પાણી કાઢતાં ઢોળાઈ જશે આ કારણથી હું આટલો શ્રમ લઉં છું." અર્થાત્ તાલીમ નિરર્થક નથી. ( અપૂર્ણ. )

कौशिकराम विघ्नहरराम महेता.

॥ ॐ श्री ॥

# કીર્તનો.

## આહ્વાન.

પદ ૧. ( બોલો મારા પ્રેમી પોપટજી, એ લય. )

આવો, આજ આવો, હે દિવ્ય મૂર્તિ ! આવો,
આવો, આવો આર્યો બોલાવે.
લાવો સંગે લાવો વિભૂતિ આપ લાવો,
લાવો, લાવો જે આર્યભૂમિ દીપાવે.
લાવશો ઋષિ ન પણ, ઋષિત્વ સંગે લાવો,
આજના આ આર્યમાં ઋષિત્વ પ્રકટાવો,
જેનું આર્ષ તેજ આર્યભૂમિ ઝળહળાવે,—
બ્રાહ્મણુ અહિં છે, બ્રહ્મત્વ લેતા આવો,
બ્રાહ્મણુમાં સ્થાપી બ્રહ્મપદવિષે સુહાવો,
સર્વ શ્રેષ્ઠ ગુરુપદને જેથી એ શોભાવે,—
બતાવો ન ઐશ્વર્ય, પણુ તેની પ્રાપ્તિ કેરા,—
સાધનો બતાવીને સધાવી ફળ અનેરા,—
આપો જેથી આર્યો આ ઐશ્વર્યપતિ કહાવે,—
યોગી, જ્ઞાની, ધ્યાની, મુનિ, લાવશો ન સાથે,
યોગ, જ્ઞાન, ધ્યાન, આદિ લાવશો સંગાથે,
દેશ જેથી જ્ઞાની ધ્યાની કોટિ ઉપજાવે,—
દૃષ્ટાંતો પૂર્વ જનોનાં ન અમો માગું,
આજનામાં પ્રકટાવો એટલું સાથે લાગું,—
યાચીને, વિરામીએ, પ્રણમી આજ ભાવે;—

---

## આહ્વાન [ ૨ ]

પદ ૨.( લય પૂર્વોક્ત. )

આવો આજ આવો, હે દિવ્યમૂર્તિ ? આવો.
આવો, આવો, આર્યો બોલાવે.
લાવો, સંગે લાવો, કંઇક થોડું લાવો,
લાવો, લાવો, આર્યો અણુાવે.
માગીએ ન ઝાઝું કાંઈ નાથ ! આપ પાસે,

માગ્યું કોથી અપાયું છે, જે આપથી અપાશે ?
શક્તિ આપની વિચારી આર્યો કંઈક કહાવે, આવો.
એક અંજલિ ભરીને માત્ર લાવો પાણી,
મેલ જેથી ધોઈએ અંતરથી અવિદ્યાની,
સંતોષી આર્યો ( પ્રજા ) એથી અધિક ન મગાવે; આવો.
જેનાથી જીવનમાં જીવંત તત્ત્વ આવે
એવું બીજી અંજલિપુર પાણી સઉ મગાવે,
તુચ્છથી પણ તુચ્છ કહ્યું કે'વું છે કંઈ હાવે ? આવો.
ત્રીજી અંજલિ પણ પાણીની જ લાવો,
આર્યોપર છાંટી ઘોર નિંદથી જગાવો,
આર્ય એથી અધિક શ્રમ ન આપને અપાવે, આવો.

---

## गुरुबंधुओने अभिनंदन.

પદ ૩. ( અંજલિએ અમૃત પીધુરે, એ લય )

હર્ષે અભિનંદન દઇએરે, ગુરુ બંધુને આજ, વહાલા-ગુરુ.
સ્નેહામૃત પીને પઇએરે, ગુરુ૦
સગાં સંબંધિ તો મળે, વિવિધ સ્વાર્થને કાજ,
નિસ્વાર્થી ગુરુબંધુ નો, ક્યાંથી મળે સમાજ,
આલિંગન દઇએ લઇએરે, ગુરુ૦
ઉન્નતિમા જેની ગતિ, સર્વ પ્રયત્ને થાય,
તત્ત્વે રાખી લક્ષણા, સ્વરૂપને જે ધ્યાય,
તેવાને સાધક કહીએરે; ગુરુ૦
શ્રદ્ધા અચલ ગુરુવિષે, જેની રહે અખંડ,
ગુરુકરુણાને પામવા, કરે પ્રયત્ન પ્રચંડ,
'ગુરુ બંધુ' તેને લહીએરે, ગુરુ૦
તેવા શ્રીગુરુબંધુને, અભિનંદન ધરી પ્રીત,—
દેતાં ઉરથી ઇચ્છીએ, રહો ગુરુ તમારે ચિત,
તમે રહો ગુરુને હઇએરે; ગુરુ૦

---

## श्रीइष्टचरणशरणपूर्वक प्रार्थना.

પદ ૪. ( પ્રિય મુજ ટીટોડી ચાંચ તુ ભરજે, એ લય. )

પ્રભુ ! આજ આપ શરણમાં ઠરીએ,
ભવસિંધુ જેથી તરીએ,

દુઃખપ્રધાન આ જગમાં સાચા, સુખને નાથ ! નવ વરીએ,
પામીએ સુખ નવ, પણ તે કાજે, જ્યાં ત્યા નિશદિન ફરીએ,—
અલ્પશક્ત અલ્પજ્ઞ દશામાં, પરવશપણે આથડીએ,
વાસ્તવ કઇ સાધ્યાવિણ વિશ્વે, મૃત્યુમુખમાં પડીએ,—
વિષયભોગમા નિશદિન રચી પચી, વિવિધ રોગમા સડીએ,
સહન થતાં નવ વ્યથા રોગની, નેત્ર ભરી ભરી રડીએ,—
પુન પુન જન્મી આ જગમાં, પુન પુન પ્રભુ ! મરીએ,
ભક્તિયોગ, કે તત્ત્વવિચારે, પ્રગતિ નાથ ! નવ કરીએ,—
કોણ ઉપાયે ઊર્ધ્વ જવાતુ, શકીએ જાણી નવ જરીએ,
આપ કૃપાવિણ કેવી રીતે, ઊર્ધ્વ પછી સચરીએ,—
અનુગ્રહદૃષ્ટિ દેવ ! કરો તો, આ સ્થિતિથી ઉદ્ધરીએ,
જાણી એવુ નમ્ર ભાવથી, સ્તુતિ પ્રભુ ! આ ઉચ્ચરીએ,—

जगन्नाथ.

---

## अनुग्रहार्थे विज्ञापना.

પદ ૫. ( કોઈ પ્રીત અજબ જગાવી—એ લય. )

પ્રભુ આજ અનુગ્રહ કરજો,
આ રંક જીવો ન વિસરજોરે,—

આપઅનુગ્રહે પત્થર તરીયા, તે અનુગ્રહ વિસ્તરજો,
અનુગ્રહ કર શિરપર ધરજો,
પત્થરસમ શિશુ સઉ તરજોરે,

આપઅનુગ્રહે પતિતજીવો પણ પુનિત થયા તે સ્મરજો,
અમ પાતક અનુગ્રહે હરજો,
આવરણો ઉરથી વિખરજોરે,

સત્વર પ્રભુ અનુગ્રહ કરીને, કુકૃત્યોને સહરજો,
પછી દૃષ્ટિસમીપ વિચરજો,
અમ હૃદ્દેવલમાં ફરજોરે,—

પૂર્ણ કૃતઘ્ની છીએ પણ પ્રભુ તમ કૃતજ્ઞતા ન વિસ્મરજો.
પ્રભુ અજ્ઞ ગણીને દદરજો.
અનુગ્રહ કરી ઉરમા ઠરજો રે;

प्र० बहेन.

---

## સ્વાશ્રયને ધારણ કરી પછી ઈશ્વરને સાહાય્યઅર્થે વિનવનાર મનુષ્ય ઈશ્વરની સબળ સહાય પામે છે.

પદ ૬.

પ્રિય વીર ! પ્રથમ સ્વાશ્રયી થજે, નિજ બળઉપર તુ ઝઝુમજે
તુજ બળ પૂરેપૂરૂં તુ વાપર, આધાર તારો તુ ઉપર—
રાખ્યા છતાં થાકે આખર, તો પછી પ્રભુને પ્રાર્થજે— પ્રિય૦
સામર્થ્ય શેષ ન રાખતાં, પૂરેપૂરૂ અજમાવતાં
પામે કદી તુ વિફળતા, તો તે ક્ષણે પ્રભુને સ્મરજે— પ્રિય૦
તારી જ દૃષ્ટિ વાપરી, ગંતવ્ય માર્ગ તુ જો જરી,
તુજ માર્ગ તમ[1] રહે આવરી[2], તો પછી પ્રભુને પૂછજે— પ્રિય૦
તુજ અર્થ કરીને વિચારણા, તુજ કાર્યની કર યોજના,
સિદ્ધ ન થતાં કર શોચ ના, પ્રભુ અભિમુખ તવ તું બનજે—પ્રિય૦
સંકલ્પ તુ દૃઢ સેવજે, નિગ્રહતણી દૃઢ ટેવ જે,
તેને અખંડ તુ ધારજે, સંશય ઉરથી વિસરજે— પ્રિય૦
બળ પ્રકટને અપ્રકટ જે, તેને અધિક વિકસાવજે,
પુરુષાર્થ દૃઢ પ્રકટાવજે, સાથે પ્રભુ સંભારજે,— પ્રિય૦

---

## ઉપાલંભપૂર્વક શ્રીઇષ્ટપતિ પ્રાર્થના.

પદ ૭.

નિજ મહત્તાપ્રતિ જોજોરે, હુ તો તમારો,
લહી આપનુ બાલક મોં જોરે, ગણશો ન ન્યારો,
હુ પ્રથમ જ કબુલ કરૂછુ, મુજ અધિકાર નથી જરીએ.
(પણ) બની નાવ, આવો મુજ દરીએ, મારે દરીએરે, હુ૦
હુ નીચાથી પણ નીચો, પણ આપ ઉચામા ઉચા,
તો ફળ કેમ ચાખુ કડુચાં, ચાખુ કડુચાં રે, હુ૦
જરી હાથ નીચે લંબાવો, મને ઉંચે પ્રભુ ચઢાવો,
મુજ સમીપે કાં તો આવો, કા તો આવોરે, હું૦
હુ રહીશ નીચી કોટિમાં, ત્યાં સાથે રહેવુ પડશે,
એ તમને શું નહિ નડશે, શુ નહિ નડશેરે, હુ૦
સઉ કોઇ તમને કહેશે, કરશો ન મુજને પૂરો,
(કે) કારીગર આનો અધુરો, આનો અધુરો રે; હુ૦
કૃતિ આપની પૂર્ણ ગણાતી (પણ જ્યારે) મને અપૂર્ણ જુએ જાતે,
તવ શંકા તમમાં આણે, તમમા આણે રે, હુ૦
પ્રભુ ! મને અપૂર્ણ નિહાળી, આ જગજન વાતો કરતા,
છે અણઘડ આનો કર્તા, આનો કર્તા રે, હું૦
ઘણું કરીને માની લેજો, આજે હું બોલુ થોડું,
પ્રભુ ! રત્ન કરો આ રોડું, હું તો રોડું રે, હુ૦

---

[1] અંધારૂં. [2] છાઇ.

## श्रीइष्टाराधन ए ज सर्वार्थ सिद्धिनो अमोघ उपाय छे.

પદ ૮. ( કોઇ થાઓ નિજરૂપ સંગી;—એ લય )

નિજ ઇષ્ટને કો આરાધો, પામી અનુગ્રહ અર્થને સાધો;—
નૃપતિને આરાધતાં, અર્થ ન સર્વ સધાય,
કાં જે તે જીવપદ રમે, બુડતાથી[1] ન તરાય,—
મનુષ્ય મનુષ્યના આશ્રયે, પામે ના ભવપાર.
કાં જે તે ભવસિંધુમાં, ગોથાં ખાય હજાર;—
પ્રયત્નથી પણ કેટલુ, કરી શકશે આ જીવ,
અલ્પશક્ત અલ્પજ્ઞ જે, જાણે ન શામા છે શિવ,[2]—
જગતપ્રતિ દૃષ્ટિ કરી, જુઓ વિવેકી વીર,
હજારમાથી કેટલા, પામે સસૃતિતીર,—
જે ક્રમમા વહેતુ જગત્, તેથી ન સિદ્ધિ થાય,
અર્થસિદ્ધિનો જગત્માં, એક અમોઘ ઉપાય,—
ઇષ્ટારાધનથી સકલ, ઈપ્સિત સદ્ય પમાય,
આ જ દેહમા સસૃતિ,–સિધુ પાર જવાય,—
સાચા વિવેકી વીર હો, ત્યજી પ્રવૃત્તિ અન્ય,
આરાધી નિજ ઇષ્ટને, કરો નરતનુ આ ધન્ય,

जगन्नाथ

---

## अंतर्यामी ईश्वरनी निकटताथी तेमना ऐश्वर्यनुं भान करनार वृत्तिना उद्गार.

પદ ૯.

મુજ હૃદયવિહારી, મારે તો સઘળી તારી ઓથ છે.
મરણુસરીખુ નિકટ દેખુ તોએ પણ મારે શો ડર છે,
તિમિરભરેલો માર્ગ હોય મુજ, પણ મારે મન સુતર છે,
કા જે અષ્ટ પ્રહર તુ પ્રકટ રહે મુજ અંતરે,
તુ મારે અમૃતનો સ્રોત છે, તુ મારા અતરની જ્યોત છે; મુજ.
નરપતિની કે દેવપતિની આશ ભલેને અન્ય ધરે,
ધનપતિ કે સત્તાધિપને ભો બીજા સાત સલામ ભરે,
પણ મારે મનતો તારાથી સઘળા હેઠ છે,
મારે તુ કીર અન્ય કપોત છે, મારે તું સૂર્ય અન્ય ખદ્યોત છે; મુજ૦

---

૧ બુડતા મનુષ્યનો આશ્રય લીધાથી. ૨ કલ્યાણ.

તને નિહાળી સદા સર્વદા, રહું આનંદે મસ્તપણે,
કદી નિહાળું તને પ્રકટ કદી, તને સ્ફુરાવી લઉં સ્મરણે
કદી સ્મરણ પણ કરૂં ન તોએ હું નિશ્ચિત છુ,
કાં જે તું મુજમાં ઓત પ્રોત છે, સૂર્યમા વ્યાપ્ત જેમ હોત છે: મુજ૦

## સર્વ સમયમાં આંતર શાંતિને ધારણ કરી રાખવા સાધકોને સુબોધ.

### પદ. ૧૦ ( હૃદયમળ ટાળો રી, એ લય. )

પ્રશાંતિને ધારો રી, સાધક વીર !
ક્લેશસરિતમા વહેતા જનને, પ્રશાતિ એક જ આરો રી,–
સહજ સહજમાં વિકળ ન થાશો, શાંતિ સતત સંભારો રી,—
પહેલુ તો શાતિ સેવ્યાથી, થતો ન લોહીતપારો રી,—
શાંતિ ધર્યાથી મગજ શીતલ રહે, વધે ન હૃદયધબકારો રી,—
અંતરની શાતિ અતરૂના, દહે તામસ સસ્કારો રી,—
પ્રભુનો રમ્ય સ્વર શુણાતો, શાંતિનો જ્યાં પ્રસારો રી,—
કટુ વચન છો કો સભળાવે, પણ શાતિ ન વિસારો રી,—
શાંતિ ન ત્યજશો, કસોટીના છો, આવે પ્રસગ હજારો રી,—
સહજ હાનિ સે'વી પડે તો શું, પણ અશાતિ ન સ્વીકારો રી,–
બીજો ભોગ ભલે આપો પણ, શાતિભોગ ન સારો રી,—
પ્રશાંતિ સતત જાળવી રાખી, કરો સફળ જન્મારો રી;—

## યથાર્થ સાધુ જીવન.

### પદ. ૧૧

સાધુ જીવન કોઈ ગાળોરે, બધુ મારા, સાધુ જીવન કોઈ ગાળો.
સાદું જીવન છે જૂદુ, સાધુ જીવન છે જૂદુ,
ભેદ એમાનો ન્યાળો ન્યાળો રે; બધુ !
રોટલો ભાજી ખાધી, શરીરપર પહેરી ખાદી,
એતો છે ઠાઠ ઠાલો ઠાલો રે; બધુ !
જીવનભર દુધ પીધુ, તેથી માહાત્મ્ય અધિક શુ,
ઓઢી કદી વૃક્ષની છાલો છાલો રે, બંધુ !
ઝુંપડી બાંધી રહ્યાં, અથવા જગલમાં ગયા,
એ તો છે જાુદો ચાળો ચાળો રે, બંધુ !
કંગાલ દશામાં રહે જે, સાદું જીવન તેને કહે,

સાધુતાનો ભેદ ભાળો ભાળોરે, બંધુ !
સાધુ જીવનવ્રતધારી, કૃતિ કરે સઉથી સારી,
તેવું વ્રત તમે જ પાળો પાળો રે, બંધુ !
સર્વોત્તમ સત્કૃતિ કરવી, સન્મતિના કદી વિસરવી,
દશદિશ છો અનિષ્ટ ન્યાળો ન્યાળોરે બંધુ !
દુઃખ કોઇના ને કહેજો, પ્રસન્નતાપૂર્વક સહેજો,
ગણુશો ના દુઃખ સરવાળો, વાળો રે, બંધુ !
વાતાવરણે ભય ભાસે, પણ ભરજો અંતર આશે,
શુભાશાના પલ્લવ ઝાલો ઝાલો રે, બંધુ !
મ્લાન મુખ કરો ન નકામું, 'શાથી હું દુઃખ પામું,'
કરશો ના એવા સ્વાલો સ્વાલો રે; બંધુ !
જીવનમાં જે કંઇ આવે, અવશ્ય તે હિત પ્રકટાવે,
પ્રસંગ સઉ વધાવી ચાલો ચાલો રે, બંધુ !
જગમાં ઉપયોગી થાવું, નિજહિતકર્તવ્યે ધાવું,
સાધુતાનો એ લ્હાવો લ્હાવો રે, બંધુ !
પ્રભુ તેથી પ્રસન્ન થાતા, જગમાંહિ સુયશ ગવાતા,
એવી સાધુતામા મહાલો, મહાલોરે, બંધુ !

---

## केटलाक निषेधो.

પદ. ૧૨ ( રે વિચારો વિરા, એ લય. )

ના નિરાશ થતો, બંધુ ! ન હારી જતો,
આઘોષ શુણી લોકોદ્દગારનો
લ્હાવો લે કંઇક તો, એ પણ મીઠો લાગતો,
ઘાવ આ જગના પ્રહારનો.
તારા માનવ બંધુઓ, તુજ ઉપર આક્ષેપજી,—
કરે, સહે તે સ્મિતમુખે, ઉર ઉપજાવ ના વિક્ષેપ;—
તુજમાં, તારા કાર્યમાં, શંકિત દૃષ્ટે જોયજી,
તે લહી ક્રોધ કરે સખે ! કે રખે તું રોય;—
વ્યાકુલ મુખ કરી ભ્રકુટિને, ચઢાવી આ જગમાંહ્યજી,
ફરીશ ના, એવું કર્યે, જગસૌન્દર્ય ના દેખાય;—
તારી નિંદા જે કરે. તેની તેને હાણુજી,
તું તારા કર્તવ્યથી, તે શુણી, ડગીશ ના એક પાણુ;—
આકળ વિકળ થતો ન કે, તેનું ઇચ્છ ન અહિત જી,

તેવા તેના જીવનથી, તેને સાધવા દે હિત,—
ક્રિયાભ્રષ્ટ તુ ના થતો, ટીકા કરે છો જગત જી,
દુર્બલ ઉદ્દગારો તુ ના, કાઢીશ સ્વપ્નમાં કે સ્વગત[1];—
સાચા સ્નેહી સજ્જનો, કરીને રુડો વિવેક જી,
તારા કાર્યની સ્તુતિ કરે, એવા તો કરોડે એક;—

---

## स्वरूपावबोधप्राप्त साधकना उद्गार.

પદ. ૧૩ (ભવની આ ભાવટ મારી ભાગી,—એ લય.)
મુજ આત્મતત્ત્વ મે ચિંધ્યુ, નિજ લક્ષ્યસ્થાનને વિંધ્યુ.
નરતનુ સાર્થક આ કીધુ, સિધુ આ ગયો તરીજી.—
ગૃહદારકેરી પ્રીતિ, પ્રથમ મેં લીધી જીતી,
ઉતર્યું મુજ નાવ, તેથી સીધુ,—
ક્રમે ક્રમે અંતર્ જોયુ, નિજાત્મમાં મનને પ્રોયું;
ન્યારૂ નિજરૂપ જાણી લીધુ,—
સ્વરૂપે આવી વિરામ્યો, પરિણામી પદને પામ્યો;
જ્ઞાનામૃત જનિમૃતિહર પીધુ —

जगन्नाथ.

---

## धीरवीरप्रति कर्तव्यशासन.

પદ. ૧૪

ધીરવીર ! પાય તુજ માર્ગમાં સ્થાપજે, અચલને અધિક સુદૃઢ દઢાવી,
તિમિરમય હોય કે માર્ગ ખાડા ભર્યો, તોય પણ ચાલ ધરણી ધ્રુજાવી.
ધીરવીર ! તારી પાસેથી શંકા અને નિરાશાને ત્વરિત દે ઉડાવી,
એક ઉદાત્ત ને ભવ્ય સલ્લક્ષણા (તારા) દૃષ્ટિકેન્દ્રે તુ લે ઉપજાવી.
ધીરવીર ! વ્યતીત જીવનતણા, દુઃખમય, પ્રસંગો દે તુ ઉરથી વિલાવી
વહી જવા દે વ્યતીન ક્લેશને, પાપને, દાબી તે ઉભોરે' અગ્ર આવી.
ધીરવીર ! જીવનનો ભાર જે હોય તે, સહન કરજે તું સ્કંધે ચઢાવી,
જીવનનો ભાર જોઈ વિકળતા પામીને, જો ! રખે જીવનસુખ દે ગુમાવી.
ધીરવીર ! ખેદ તું વિસરી જા, વિસરી જા, જીવનમાં અકૂળતા જેહ આવી,
નવીન દિવસ ઉગ્યે નવીન જીવન લહી, નવીન તું બની નવીન લે વધાવી.

---

[1] મનમાં.

ધીરવીર ! દુ ખપરતું હસી તાહરા, બંધુસમુદાયને દે હસાવી,
પ્રભુકૃપાથી વિજય તું વરી લે સહજ, વિજયની આણને તુ વર્તાવી.

## આર્ય પ્રજાની વિનતિ.

### પદ ૧૫.

આર્ય પ્રજા આજે વિનવે, કરી કરુણાનુ દાન,—
આર્ય પ્રજાનાથ રે સ્ફુરાવજો, અમ ધર્મતણુ જ્ઞાન,—
વહીએ છીએ વિપથ માર્ગમાંરે, થઈ ધર્મથી વિમુખ,
તોએ અમે મનથી જાણીએ, અમને સ્વધર્માભિમુખ, આર્ય૦
કોઇએ વીતાવ્યો બાળકાળને રે કોઇએ યુવા ને વાર્ધકય,
(પણ) એકે સ્થિતિનો ધર્મ જાણીને, કર્યું ન જન્મનુ સાર્થકય; આર્ય૦
વ્યવહારમાં રચ્યા પચ્યા છતાં રે, તેના ધર્મનુ ન જ્ઞાન,
શાથી વ્યવહાર દિવ્ય થાય છે, તેનુ પણ ન અમને ભાન, આર્ય૦
બ્રાહ્મણાદિ જાતિમાં જાયા છતાંરે, જાણ્યો તેનો નહિ ધર્મ,
ગૃહસ્થ દશાને ભોગવ્યા છતાં, ન લહ્યો તેનો ધર્મ મર્મ, આર્ય૦
પુત્રપણુ, પિતાપણું, પતિપણું રે. ભલે ભોગવ્યુ અધિક,
પણ તેના ઉચ્ચ ઉચ્ચ ધર્મનું, સ્વરૂપ સમજ્યા ન જરીક, આર્ય૦
પ્રવૃત્તિ નિવૃત્તિ માર્ગમાં રે, ગણ્યા અમને પ્રવીણ,
એકે સધાયો આજ લગી નહિ, કાંજે અમો ધર્મહીણ; આર્ય૦
ભક્ત ગણાયા પણ ભક્તિનોરે, લહ્યો ધર્મ નહિ લેશ,
પામ્યા ગુરુ પણ ન જાણીયો, સેવાધર્મ સવિશેષ, આર્ય૦
અતોભ્રષ્ટતતોભ્રષ્ટસમી દશા રે, અનુભવીએ અમો અજ્ઞ,
ધર્મજ્ઞાન વાસ્તવ કરાવજો, હે નરહરિ ધર્મજ્ઞ ! આર્ય૦

## પ્રતિકૂલ સ્થિતિ ચિરસ્થાયી નથી.

### પદ ૧૬.

પ્રિય બંધુ ! શુ તુ દુખી છે ? તો હુ કહું તે માનશે ?
થા સ્વસ્થ—શાંત તુ, દુ ખ એ તુજ, વહી જશે, વહી જશે.
ભય ભીત ને વ્યાકુલ છે ? તો ભાગ ના ભયથી કશે,
ધર શુભાશા ઉરમાંહિ ભય એ, વહી જશે, વહી જશે.
વાદળ વિપત્તિકેરૂં ઘેરાયું દીસે શું દશ દિશે ?
એમ જાણ રવિ ઝટ ઉગતાં એ, વહી જશે, વહી જશે.
જે સ્વજન તે શત્રુ થયા, એવો સમય શું તને દીસે ?

તું જાણ નિશ્ચય વખત એ પણ, વહી જશે, વહી જશે.
જ્યાં સ્તવાતો જેને મુખે તુ આજ નિંદાતો હશે,
પણ મ્લાન વદન ન કર વખત એ, વહી જશે, વહી જશે.
જે પૂજતા તે હાર જોડાનો પે'રાવી છો હસે,
અપમાનનો એ પ્રસગ પણ જો ! વહી જશે, વહી જશે,
પ્રતિકૂળ તુજને લાગતુ તે જાણ લાંબુ ન ટકશે,
આ બધુ ! નિશ્ચય જાણ એ બધુ, વહી જશે, વહી જશે.
જે સારૂ સારૂ કરીશ ને જે સારૂ ભરીશ તું ઉરવિષે,
તે માત્ર તારી પાસ બધુ ! રહી જશે, રહી જશે.

## श्रीइष्टमां अविरळ प्रीतिने धरनार वृत्तिनो प्रभु प्रीति अर्थे विराग प्रयत्न.

### પદ ૧૭.

પ્રભુ ! આપને કાજે રે, કહેશો વહાલા ! શુ કરૂં ?
જે કહો તે કરૂ આજેરે, કહો તે ચરણે હુ ધરૂ
પ્રભુ ! મુજ કાજે ઇન્દ્રાસનની, પણ ન સ્પૃહા હું ધરીશ,
પણ પ્રભુકાજે તુચ્છા જીવનો પણ, દાસાનુદાસ બનીશ,
મુજ અતરનુ મિથ્યા રે, હુપણુ ત્યાગુ તો ખરૂ, પ્રભુ૦
મુક્તાફળ કે રત્ન મળે પણ, હુ માગી નવ લઇશ,
આપને કાજે પણ પ્રભુ ઘર ઘર, દમડી માગવા જઇશ,
ક્ષોભ ન એથી પામુ રે, લજ્જાપણું હું કરૂ પડ, પ્રભુ૦
નવીન કઇ કરવાનુ હશે કદી, જેનો મને ન અભ્યાસ,
આપને તે ઉપયોગી હશે તો, છોને પડે બહુ ત્રાસ,
પણ તે ઉત્સાહેથી રે, કરીશ કરવાનુ શરૂ, પ્રભુ૦
જેને આખુ જગ કહેતુ હશે, અયોગ્ય ને અનુચિત,
પણ તે આપની દ્દષ્ટિમા હશે, યોગ્ય અને ઉચિત,
તો તેને કરવામાં રે, લેશ ન શકા હુ ધરૂં, પ્રભુ૦
આપને અર્થે પણ જે કરૂ તે, ખરૂ જોતાં મુજ અર્થ,
આપ અનતૈશ્વર્ય પતિને, નથી કશામા સ્વાર્થ,
એ દઢ ભાવ હુ ધારી રે, નમ્ર વિનતિ આ ઉચ્ચરૂ, પ્રભુ૦

## सुखकारी जीवन.

### પદ ૧૮. ( તત્ત્વતણા દઢ ચિંતને, એ લય. )

હાલતાં ચાલતાં કીજીએ, કાંઈ સઉ સાથે સુખની વાત રે,
દઇએ, સુખને સદૈવ વધાવી.

નિજગૃહને સુખે છાઇએ, છાઇએ સુખે સંસાર,
આપણો ને બીજા સર્વનો, કરી સુખમય આ અવતાર રે; દઇએ૦
માન્યા જેવી વાત આ, ભલે ન લાગતી હોય,
સુખ સુખ સુખને સુખતણી વાતો કરજો તોય;
દુઃખનાં રડગાણું સદા, ગાયે ઘણાએ લોક,
સુખતણો સુસ્વર કાઢતા, એવા વિરલા જન પુણ્યશ્લોક રે; દઇએ૦
જે જે ક્ષણ આવ્યા કરે, વાતનો અવસર સે'જ,
બલપૂર્વક શ્રદ્ધા ભરી, સુખની એની એ જ,—
વાતો કર્યા કરજો અને, મનથી પણ માનો એ જ,
કલ્પનામાં (જે) રચે સુખસ્થિતિ, પામે પ્રકટ તે જન સુખને રે; દઇએ૦
આજે તમને લાગતું, સો ગાઉ તો સુખ દૂર,
પણ તે છેટું ભાગતુ, સુખ સ્મરીએ જવ ઉર,
સુખભરી વાણી બોલીએ, સુખમયી ભાવિની વાત,—
કરતાં જીવનને કીજીએ, આજ સુખસ્વરૂપ સાક્ષાત રે, દઇએ૦

## श्रीइष्टनुं सन्निहित दर्शन.

પદ ૧૯. ( અમને લાગી સ્વરૂપશું તાળી, એ લય. )

જયજય અગમરૂપ અવિનાશી,
જ્યાં ત્યા આપ જ રહ્યા પ્રકાશી, જય૦
આપને અતર્ બહિર્ નિરખીએ, તો શીદ જઇએ કાશી,
ઘર બેઠે જ્યા પ્રાપ્ત રહો ત્યા, થાવુ શીદ પ્રવાસી; જય૦
મૂર્ધ શિખરપર આપને જોઇએ, (તો) શીદ થવુ ગિરિનિવાસી,
હૈમગુહામા[1] શુ છે? આપ તો હૃદયગુહાના વાસી, જય૦
આ જ સ્થિતિમાં પ્રાપ્ત જ હો ત્યાં, થઇએ શીદ સંન્યાસી,
સહજ સ્વભાવે પ્રકટ રહો ત્યાં, થવું શીદ યોગાભ્યાસી, જય૦
ખુલ્લાં નેત્ર જણાઓ ત્યાં શીદ, શોધીએ નેત્રો વાસી,
અંધ બની મતિમદ થઇ કાં, કરાવીએ અમ હાંસી; જય૦
પથ્થરના દેવળમાં છો એમ શીદને લઇએ કયાસી,
દેહદેવળે સુસ્પષ્ટ જ છો, જો કે વિશ્વવિલાસી, જય૦
હે નરહરિગુરુ! અમે જ કેવલ, આપકૃપાભિલાષી,
અમિત કૃપાદૃષ્ટિ કરજો નિજ, હૃદયાકાશ વિકાસી; જય૦

---

૧ હિમાલયની ગુહામાં